# ગુજરાતી બાળમિત્રના
# અર્થ

(અઘરા શબ્દોની વ્યુત્પત્તિ)

તથા

ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ પદચ્છેદને
માટે ઉપયોગી વ્યાકરણ–સાર સહિત.



સુરત: "વિક્ટોરીયા" પ્રેસ.

નવેમ્બર ૧૮૯૧.

કીમ્મત ૪ આના.

૬૩૭૮

# બાળમિત્ર ભાગ ૧ લામાં આવેલા કઠણ શબ્દના અર્થ.

---

| | | |
|---|---|---|
| ના=નામ. | વિ=વિશેષણ. | અ=અવ્યય. |
| સ=સર્વનામ. | ક્રિ=ક્રિયાપદ. | કૃ=કૃદંત. |

---

## નાનો ભાઈ.

### પાનું ૧લું.

મોટે પરોઢીએ (ના) મળસકા-માં; છેક સવારમાં.
વીણું (ક્રિ) એકઠાં કરૂં.
જાગે (ક્રિ) ઉઠે.
હાર (ના) ગળામાં પેહેરવાની માળા (ફૂલની).
મેડો (ના) માળ.
છોડી (ના) છોકરી.
આનંદ (ના) ખુશી; હર્ષ.
હર્ષ (ના) ખુશી.
ઉતાવળી (અ) ઝડપથી.
પ્રસવ (ના) જણવું; છોકરૂં જન્મવું.
કમાડ (ના) બારણાં.
તેડી ગયો (ક્રિ) લઇ ગયો.
પરાઈ (વિ) પારકી.
અવતરેલા (કૃ-વિ) જન્મેલા.
બળોતીયું (ના) છોકરાને વીંટાળવાનું કપડું.
વીંટતી (કૃ) લપેટતી.
નાના પ્રકારના=તરેહતરેહના.
પ્રશ્ન (ના) સવાલ.
કોડ (ના) મનની ઇચ્છા.
બાંધે છે (ક્રિ) કપડું વીંટાળે છે.
બીક (ના) ધાસ્તી.

### પાનું રજું.

ભલી (ના) દયાળુ.
જતન (ના) રક્ષણ.
હર્ષ (ના) ખુશી.
સોબતી (ના) ગોઠીઓ.

સંઘાતે ( અ ) સાથે.
કુમળા ( વિ ) નરમ.
વેળાએ ( ના ) વખતે.
હીંડવું ( કૃ—ના ) ચાલવું.
બાપુડા ( ના ) વ્હાલા ભાઈ
હેત ( ના ) માયા; પ્રીતિ.
ચિત્ર ( ના ) છબી.
ઘુરચ્યો ( વિ ) ખધો; પક્કો.

## પાનું ૩જું.

વર્ષ ( ના ) વરસ.
કુચ ( ના ) નકામો બડબડાટ; જે બોલવાથી કંટાળો ઉપજે તે.
અકળાવીશ ( ક્રિ ) ગભરાવીશ.
ચહેરો ( ના ) દેખાવ.
રૂએ છે ( ક્રિ ) રડે છે.
લાડકા ( ના ) વ્હાલા ભાઈ.
ખટપટ ( ના ) પંચાત.
પરમેશ્વર ( ના ) પરમ+ઇશ્વર; મોટો ઈશ્વર.
ચાન ( ના ) રતન; ધાઇ.
અશક્ત ( વિ ) અ=નહિ, શક્ત=શક્તિવાન્, શક્તિવાન નહિ તે=શક્તિ વગરનો; કમજોર.
લોટવા ( કૃ ) આળોટવા.
અડાડવાને ( કૃ ) અડકાડવાને.
ગાળા ( ના ) પિંડા.
ઝાક ( ના ) ગણું.

શક ( ના ) સંશય; વ્હેમ.
જાળવીને ( કૃ ) સંભાળીને.

## પાનું ૪થું.

મશ્કરી ( ના ) મજાક; ઠઠ્ઠો.
સાંભરતું નથી=યાદ નથી.
હિંડોળો ( ના ) હિંચોળો; હીંચકો.
સંદેહ ( ના ) શક.
મહેનત ( ના ) મુશીબત.
નબળી ( વિ )—નાકુવત; અશક્ત.
ચિંતા ( ના ) ફીકર.
ઘડીએઘડી ( અ ) વારેવારે.
ચુંથાશે ( ક્રિ ) ગભરાશે.
શ્રમે ( ના ) મેહેનતે.
પુષ્ટ ( વિ ) જબરી; જાડી.
સં—પુષ=પોષણ કરવું.

## પાનું ૫મું.

ગભરાતી ( કૃ ) અકળાતી; ગાભરી.
ઘોડીયું ( ના ) પારણું.
સંભાળીછે ( ક્રિ ) ફીકર લીધી છે; સાચવી છે.
કોરે ( ના ) બાજુએ.
ચિંતા ( ના ) ફીકર.

દાઈ ( ના ) સોઈઆણી; બાળ-
કનું જતન કરનારી બાઇ.
રળિયાત્ય ( ના ) દાઇનું નામ.
સ્વાધીન કરું છું ( ક્રિ ) સોંપું-
છું; હવાલામાં આપું છું.
પેટના ( ના ) પોતાના.
જાળવજો ( ના ) સંભાળજો.
ઈનામ ( ના ) બદલો.
ભલી ( વિ ) માયાળુ.
અર્ધ ( વિ ) અડધો.
ફલંગો ( ના ) છલંગો.
પેલી મેર ( અ )=પેલી બા-
જુએ.
મુખમલ ( ના ) એક જાતનું
સુંવાળું કપડું.
દોડાવિયે ( ક્રિ ) ચલાવીએ.
બાગ ( ના ) વાડી.
સામસામી ( અ ) સામસામાં.

## પાનું ૬ઠું.

અડબડીયું ( ના ) અમળાઇ પડવું.
ચાલણુ ગાડી ( ના ) નાના છો-
કરાને ચાલતાં શિખવવાની
લાકડાની ત્રણ કે ચાર પૈં-
ડાની ગાડી.
યુક્તિઓ ( ના ) તદબીરો.
શબ્દ ( ના ) બોલ.
સાંભરતું કરી ( ક્રિ ) યાદ કરી
અક્ષર ( ના ) દસ્કત.
ખારેક ( ના ) સૂકી ખજુર-
ની પીસી.
અવસ્થા ( ના ) હાલત; દશા.
ગુણ ( ના ) ઉપકાર.
ઓશિંગણ ( ના ) બદલો આ-
પનારી.
અકળાવે છે ( ક્રિ ) ગભરાવે છે.

## પાનું ૭મું.

શ્રમ ( ના ) મેહેનત.
ઠરી ( ક્રિ ) પક્કી ઉતરી; સારી
પેઠે ઉતરી.
સાજો ( વિ ) તંદુરસ્ત.
કષ્ટ ( ના ) દુઃખ.
વિસામો ( ના ) આરામ.
હેતે ( ના ) પ્રીતિએ.
સંભાળે છે ( ક્રિ ) જાળવે છે.
મમતા ( ના ) હેત; પ્રીતિ.
પ્રકાર ( ના ) રીત.
ઉપકાર ( ના ) મેહેરબાની.
આજ્ઞા ( ના ) હુકમ.
મિથ્યા ( વિ ) નકામા, ફોકટ.
મિથ્યા કરી ( ક્રિ ) લોપી.

## વર્ષના ત્રણ મુખ્ય કાળ.

પોખ=અનાજના બીલાં ક્યુસ-

ઓને ગરમ રાખમાં શેકી દા-
ણા કહાડી લઇ ખાયછે તે.
સદા ( અ )=હમેશ.
સુખ ( ના ) મઝા.
સ્વચ્છ ( વિ ) નિર્મળ; ચોખ્ખું.

## પાનું ૮મું.

અન્ન ( ના ) અનાજ.
ઉંઘ ( ના ) નિદ્રા.
સ્મરણ ચોપડી ( ના ) કોઇ બા-
બત યાદ રહે તેને માટે કંઇ
પણ હકીકત નોંધી રાખ-
વાની ચોપડી; નોટબુક.
સં- સ્મૃ યાદ રાખવું.
શિયાળો ( ના ) ટહાડની મોસમ.
ઉનાળો ( ના ) ગરમીની મોસમ.
વૃક્ષ ( ના ) ઝાડ.
પલ્લવ ( ના ) કૂંપળ.
પુષ્પ ( ના ) ફુલ.
સુગંધી ( વિ ) સારી વાસવાળો
સં, સુ=સારો ગન્ધ=વાસ.
ટાઢો ( વિ ) ઠંડો.
વાયુ ( ના ) પવન.
મંદમંદ ( વિ ) ધીમો ધીમો.
વાય છે ( ક્રિ ) ફૂંકાય છે.
ચંદન ( ના ) ઓરસીયાપર ઘ-
સેલી સૂખડ.

લેપ ( ના ) ( શરીરે ) ચો-
પડવું તે.
લેપ કરીને=કપાળે ચોપડીને.
ઉપચાર ( ના ) ઉપાય; સાધન.
દ્રાક્ષ ( ના ) દરાખ.
ઈત્યાદિક=વગેરે.
અમૃત ( ના ) ઘણોજ મીઠો
રસ, જે પીધાથી એવું મ-
નાય છે કે માણુસ અમર
થાય છે.
સં. अ=નહિ, मृत=મરેલું.
સ્વાદ ( ના ) લ્હેજત.
સદા ( ક્રિ–વિ ) હમેશ
ચાર ( ના ) ઘાસ.
નાના પ્રકારનાં=તરેહતરેહનાં.
પ્રવાહ=વ્હેવું તે.
સ્થળે સ્થળે ( ના ) ઠેકાણે
ઠેકાણે.
નાવ ( ના ) ન્હાની હોડીઓ.
બનાતી ( વિ ) બનાતની.
ટોપ ( ના ) વરસાદથી બચવાને
માથા ઉપર જે સીવેલું વાળી
વસ્ત્ર નાખે છે તે.
ધાન્ય ( ના ) અનાજ.
ચમત્કાર ( ના ) નવાઇની વાત.
ચોમાસું ( ના ) વરસાદની મોસમ.
સંતોષ ( ના ) આનંદ; મઝા.

## પાનું ૯મું.

ઓળખ્યા ( ક્રિ ) પારખ્યા.
વર્ષ ( ના ) વરસ.
આશ્ચર્ય ( ના ) નવાઈ.
અનેક ( ના ) ઘણી તરેહના સં. अन् નહિ, एक=एक.
સમૃદ્ધિઓ ( ના ) ઉમદા વસ્તુઓ.
ઉત્પન્ન થાય છે ( ક્રિ ) પેદા થાય છે.
પ્રાણી માત્ર=તમામ પ્રાણીઓ.
પરમેશ્વર ( ના ) સં-परम મ્હોટો, ઇશ્વર, ईश्=રાજ્ય ચલાવવું=રાજ્ય ચલાવનાર,જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનાર.
બુદ્ધિ ( ના ) અક્કલ.

## પાનું ૧૦મું.

સર્વકાળ ( ના ) બારે માસ.
જળમય ( વિ ) પાણીવાળાં; જ્યાં જોઇએ ત્યાં પાણી એવાં.
અટકી રહેત ( ક્રિ ) બહાર જવાત નહિ.
ધાન્ય ( ના ) અનાજ.
કોહી જાત ( ક્રિ ) અતિશય પાણીથી બગડી જાત.
દુકાળ ( ના ) અનાજની તંગીનો વખત–सं. दुष् નઠારો, काळ વખત. દુષ્કાળ.
નાશ ( ના ) મરણ.
અનર્થ ( ના ) નુકસાન–सं-अन નઠારૂં,अर्थ=કામ=નઠારૂં કામ.
સ્વાર્થ ( ના ) પોતાનો ફાયદો सं, स्व પોતાનો, अर्थ=ફાયદો.
કાળની ( ના ) ઋતુઓની.
વહેંચણુ ( ના ) ભાગ પાડવાતે.
જીવ ( ના ) માણુસ; અલ્પ પ્રાણી.

## લક્ષ્મણ.

મજુર ( ના ) વૈતરો; મજુરી કરી પેટ ભરનાર.
ચિંતા ( ના ) ફીકર.
બમણો ( વિ ) બેવડો.
જાડો પાતળો ( વિ ) હલકો.
ઓણુ ( ના ) આ વરસ
અવસ્થા ( ના ) સ્થિતી; હાલત.
સઘળા દહાડાની=આખા દહાડાની.
નિર્વાહ ( ના ) ગુજરાન.
જીવતો બચશે=જીવતાં તો રહેશો.

## પાનું ૧૧મું.

દેવ ( ના ) પરમેશ્વર.
અભાગ્યાં ( વિ ) કમનસીબ સં, અ વગરનાં, ભાગ્ય=નસીબ=નસીબ વગરનાં.
દયા ( ના ) મહેર.
સહાય થા=મદદ કર.
મજથી ( સ ) મારાથી.
કરાર ( ના ) શરીરે સારૂં.
હૈયું ( ના ) છાતી.
સરસો ( અ. ) સાથે.
દુઃખી ( વિ ) હેરાન.
વૈદ્ય ( ના ) વૈદ; દાકતર.
ઉપકાર ( ના ) પાડ, મેહેરબાની
જન્મ સુધી=જીવીશ ત્યાં સુધી.
વીસરીશ ( ક્રિ ભૂલીશ
ધર્માત્મા ( વિ ) દયાવાન્; ધર્મ કરે એવો; પુણ્યશાળી.
લક્ષણ ( ના ) ચિન્હ.
નબળાઇ ( ના ) અશક્તિ.
ચાદ ( ના ) ટીપ.
ઓસડ ( ના ) દવા.

## પાનું ૧૨મું.

હઠીલો ( વિ ) જક્કી.
આભાર ( ના ) ખોહોસ.
ધરે છે ( ક્રિ ) લાયક છે; યોગ્ય છે.
આગળથી ( અ ) પેહેલેથી
સામર્થ્ય ( ના ) જોર; કૌવત.
મંદવાડ ( ના ) માંદગી.

## પાનું ૧૩મું.

સંતોષ ( ના ) આનંદ; શાન્તિ.
પ્રાર્થના ( ના ) બંદગી.
અન્ન ( ના ) અનાજ.
વિસ્મિત ( વિ ) આશ્ચર્યવાળો.
રક્ષણ ( ના ) બચાવ.
ઓળ ( ના ) હાર.
આનંદ ( ના ) ખુશી.
પ્રસન્ન ( વિ ) ખુશી.
ચિન્તા ( ના ) ફીકર.
નિત્યે ( અ ) હમેશાં.

## પાનું ૧૪મું.

દરિદ્રતા ( ના ) ગરીબી; નિર્ધનપણું.
ઉદાર ( વિ ) દીલનો મ્હોટો.
આચરણ ( ના ) વર્તણુક.
સાધુ ( વિ ) સારા ગુણવાળો; સદ્ગુણી.
વર્ષોવર્ષ=દર વરસ.

ભાગ્યવાન (કરીશ) (વિ) નસીબદાર (કરીશ) પાર પાડીશ.
ભૂંઈ (ના) જમીન.
યોગ્ય (વિ) લાયક.
પુત્ર (ના) છોકરો.
સ્તુતિ (ના) ગુણ ગાવા તે.

## જમની.

ડાહી (વિ) શાણી: અક્કલવાળી.
માયાળુ (વિ) દયાળુ.
મમતા (ના) હેત; પ્રીતિ.
અન્યાય (ના) ગેરવાજબી કામ સં.अ=નહિ; न्याय=ઇનસાફ
ધમકાવી (ક્રિ) તિરસ્કાર કીધો.
ઓઢણું (ના) હોરણી.
ચિતારો (ના) છબી પાડનારો.

## નાનો સારંગીવાળો.

## પાનું ૧૫મું.

સારંગીવાળો (ના) સારંગી વગાડનાર.
નાટક (ના) બની ગયલી અથવા કલ્પિત હકીકતનું આબેહૂબ માણસો મારફતે ચિત્ર આપવું તે.
અંક (ના) નાટકનો એક ભાગ. એમાં એક સ્થળે અને વખતે થયલી હકીકતનો સમાવેશ કરવામાં આવે છે.
પાત્ર (ના) નાટક ભજવી બતાવવામાં રોકેલાં માણસો.
વેઠ (ના) પીડા.
બુદ્ધિમાન્=અક્કલવાળો. સં. बुद्धि=અક્કલ; માન્=વાળો.
ગુરૂજી (ના) મેહેતાજી; શિક્ષક.
સંસ્કૃત (ના) એક ભાષા છે.
શ્લોક (ના) કવિતા.
પ્રાકૃત (ના) કોઇ પણ દેશી ભાષામાં ઉતારવું તે. ગુજરાતી મરાઠી વગેરે ભાષાઓને પ્રાકૃત ભાષા કહે છે.
આરંભ (ના) શરૂઆત.

## પાનું ૧૬મું.

અવકાશ (ના) ફુરસદ; વખત.
પહોર (ના) ત્રણ કલાકનો વખત. રાત અને દિવસના આઠ પહોર હોય છે, દરેક ત્રણ ત્રણ કલાકના. છથી નવ સુધીનો પહેલો પહોર; નવથી બાર સુધીનો બીજો, એ પ્રમાણે. સંસ્કૃત, प्रहर.

ખાધરાજ ( અ ) લાગલાજ.
ઉઘોગે ( ના ) કામે.
સંધ્યાકાળ ( ના ) દિવસનું પુરૂં થવું અને રાતનું શરૂ થવું એ વચ્ચેનો કાળ. તેમજ રાતનું પુરૂં થવું અને દિવસનું શરૂ થવું તે પણ સંધ્યાકાળ કહેવાય; પણ એ શબ્દ પેહેલા અર્થમાં વિશેષ વપરાય છે. એ ( રાત અને દિવસ )ની સંધીનો વખત તે સંધ્યાકાળ.
ગવૈયો ( ના ) ગાયનમાં તાલીમ આપનાર; ગાયનશિક્ષક; ગાયનનો ઉસ્તાદ.
વાટ ( ના ) રાહ.
ગભરાય ( ક્રિ ) અકળાય.
ક્ષણ ( ના ) પળ.
નવરાશ ( ના ) ફુરસદ.
સખીઓ ( ના ) બેહેનપણીઓ
બોલાવણું ( કૃ—ના. ) તેડું.
સબંધ ( ના ) સગપણ; કોઈ પણ તરેહનું એકઠાપણું.

## પાનું ૧૭મું

રીસે ( ના ) ક્રોધે.
મેડો ( ના ) માળ.
રોજની ( અ ) હમેશાની.
કુચેષ્ટા ( ના ) નઠારી મજાક. સં કુ=નઠારી, ચેષ્ટા છેડતી; મજાક.
નિત્ય ( અ. ) હમેશ.
પ્રાર્થના ( ના ) વિનંતી.
આળસુપણું ( ના ) એદીપણું, આળસ.

## પાનું ૧૮મું.

પ્રકૃતિ (ના) તબીયત.
શિથિલ (ના) લથડતી; નરમ.
અન્ન (ખાઉધું) અનાજ; (ના) તે મારૂં પોષણ કરેછે.
કદાચિત્ (અ ) વખતે.
મમતા ( ના ) હેત; પ્રીતિ.
ઇચ્છિતો ( કૃ ) ચહાતો.
વાનાં ( ના ) વાત.
આગતાસ્વાગતા ( ના ) પરોણાચાકરી; આદરમાન વગેરે આપવું તે. આવો બેસો કહી વિવેકથી બોલવું વગેરે કરવું તે.
સહાયતા ( ના ) મદદ.
સિદ્ધ ( વિ ) તૈયાર; હાજર.
બેહેનપણીઓ ( ના ) સખીઓ.
અરસપરસ (—અ ) માંહોમાંહે.

શૈતરંજી (ના) એક જાતનું સુંદર બીછાનું.
ઘટે છે (ક્રિ) લાયક છે; યોગ્ય છે.
મેહેનત (ના) તસ્દી; શ્રમ.
હર્ષે (ના) હરખે; આનંદથી.
નિભ્રાંત (અ) નક્કી; ખાતર જમા.
વિવેક (ના) સારૂં ભાષણ, સારી વર્ત્તણુક વગરે ગુણ.

## પાનું ૧૯મું.

પ્રથમ (અ) પેહેલા.
માન (ના) આબરૂ; પ્રતિષ્ઠા.
મારીજ પૂજા કરી=મારોજ તિરસ્કાર કીધો; મનેજ આડે હાથે લીધો; મારીજ ધૂળ ઝાટકી.
રીસ (ના) ક્રોધ; ગુસ્સો.
ચિંતા (ના) ફીકર.
ગુંજામાથી (ના) ગજવામાંથી.
ઓળો (ના) લીટીઓ.
લાજ (ના) શરમ.
આજ્ઞા (ના) હુકમ.
ક્ષણ (ના) પળવાર.
વાટ (ના) રાહ.
મીઠાઈ (ના) મિઠી વસ્તુઓ—બરફી, પેંડા, વગેરે.
મુરબ્બો (ના) ખાંડ કે શાકરની ચાસણીમાં કેરી અથવા એવી બીજી કોઈ વસ્તુ નાખી ખાવાની વસ્તુ બનાવે છે તે.

## પાનું ૨૦મું.

ઓઠિંગણુ (ના) ઉઠેલીને બેસવું તે.
પ્રસારીને (કૃ) લાંબા છૂટા નાખીને સં. प्र=આગળ; सृ=નાખવું તે.
ગૃહસ્થાઈ (ના) ગૃહસ્થને છાજે એવું; સારા કુળવાન પુરૂષને ઘટે એવું.
લક્ષણ (ના) ગુણ.
કૃતાર્થ (વિ) કરવાનું કરી લેવું તે.
સત્કાર (ના) વિવેક; આબરૂ.
પદાર્થ (ના) વસ્તુ.
નિશ્ચય (ના) નક્કી.
શાણા (ના) ડહાપણવાળા; વિવેકી.
પ્રસન્ન (વિ) ખુશી.
તબક (ના) તાસક; રકાબી; થાળી.
વેહેંચીહોય (ક્રિ) ભાગ કરી—

મા હોય.
આવા (ના) ભાઈ.
આડો (વિ) જક્કી; ખોટે માર્ગે ચાલનારો.

## પાનું ૨૧મું.

પ્રથમ (અ) શરૂઆતમાં.
આરૂ પૂરૂં થયું નહિ=હું તેથી ધરાયો નહિ.
ગળ્યા (વિ) મિઠ્ઠા.
પદાર્થ (ના) વસ્તુ.
મારી પ્રીતિ છે=મને ઘણા ભાવે છે.
લાજ (ના) શરમ.
ચેન (ના) નિરાંત.
ચાકરીકરવી=જોઈતું કરતું આપવું. અંદરનો અર્થ એથી ઉલટોજ છે.
ઢીંડ (ના) નિર્લજ્જ; લાજ શરમ વગરનો.
ચમકીને (કૃ) ચોકીને.
લક્ષણ (ના) રીતભાત; વર્તવાની રીત.
જાણીને (કૃ) જાણીજોઈને.
દુષ્ટાઈ (ના) દુષ્ટબુદ્ધિ;
ચીકટાઈ (ક્રિ) ચીકણી વસ્તુથી બગડી.

## પાનું ૨૨મું.

હરિહરિ (અ.) પરમેશ્વર.
પ્રથમજ (અ.) પેહેલીજ.
લોહો (ક્રિ) લુછી નાખ.
સ્વસ્થપણે (ના) નીરાંતે; કોઇની દરકાર વગર.
દૈવયોગે (ના) સારે નસીબે.
કૂખ (ના) પાસું.
વિપત્તિ (ના) મુશીબત.
સેવા કરવી=કામકાજ કરવું.
શ્રમ (ના) મેહેનત.
આંખો કાહાડી=ડોળા કાહાડી; ગુસ્સે થઇ.
ગાભરાં (વિ) ગભરાયલાં.

## પાનું ૨૩મું.

ખોટું (વિ) નારાજ; દિલગીર.
આગ્રહ (ના) બહોંસ.
ચૌટું (ના) બજાર.
અણબોલાવ્યો (કૃ. વિ.) વગર બોલાવ્યો.
દોડાઈ (ના) લુચ્ચાઈ; ખંધાઇ.
દુખવીશ (ક્રિ) જીવ કચવાવીશ.
સ્નેહી (ના) દોસ્તદાર.
કીડીઆ (ના) ચીડીયાં.

લાજ ( ના ) શરમ.
ઠરાવવા ( ક્રૃ ) નક્કી કરવા.
વાટ ( ના ) રાહ.

## પાનુ ૨૪મું.

સારંગીવાળો ( ના ) સારંગી વગાડનાર.
ગાનતાન ( ના ) ગાવું બજાવવું.
ઉતાવળો ( વિ ) વહેલો.
ધર્મ ( થશે ) ( ના ) પુન ( લાગશે. )
જગત્ શેઠ ( ના ) એક ઘણો ધનવાન શાહુકાર હતો.
હલકાપણું ( ના ) નીચપણું;
રીસ ( ના ) ક્રોધ; ગુસ્સો.
ગરીબાઇ ( ના ) નિર્ધનપણું.
દોષ ( ના ) દુર્ગુણ.
ઉઘરાણું ( ના ) થોડા થોડા પૈસા દરેકે કહાડીને એકઠા કરવા તે.
ટીપ ( ના ) કાગળ ઉપર નામ સાથે પૈસાની રકમ ભરવી તે.

## પાનું ૨૫મું.

મેહેનત ( ના ) શ્રમ.
ભાડું ( ના ) ભાડું.
ભાગ્ય ( ના ) નસીબ.
તડબૂચ ( ના ) એક જાતનું મોટું મીઠું ફળ.
સહેવાતો ( ક્રૃ ) ખમાતો.
ભલો ( વિ ) કપટ વગરનો.

## પાનું ૨૬મું.

ગુલામ ( ના ) સેવક.
હિંદુસ્તાન ( ના ) ઉત્તર હિંદુસ્તાન.
લેકિન ( અ ) પણ.
થોડેમેં ( અ ) ટૂંકાણમાં.
બહોત ( વિ ) ઘણો.
પેટ કે મારે=પોપણ— ગુજરાન ખાતર.
કિનરી ( ના ) સારંગી.
કસબ ( ના ) હુન્નર; ઇલમ.
આગે ( અ ) આગળ.
ચાકરી કરી(ના) વગાડી; બજાવી.
સંતોષ ( ના ) ખુશી.
બેસુર ( અ ) સૂરથી બહાર; કાનને સારૂં ન લાગે એવું.
લગાવે છે ( ક્રિ ) મેળવે છે; સૂર ચોકસ કરવા સારંગીના તારો ખેંચે છે—ઢીલા કરે છે વગેરે.
આ=ગાતાં પહેલાં ગળામાં રા-

ગની ઝમાવટ કરી ગાવું શરૂ
કરવું તે.

લગાવીને ( કૃ ) મેળવીને.
ઇસ ( વિ ) આ.
તન ( ના ) શરીર.
કૌન ( સ ) શી.
બડાઈ ( ના ) મ્હોટાઈ.
નયન ( ના ) આંખ.
મટ્ટિ ( ના ) મટોડી.
મિલાઈ ( ક્રિ ) મેળવી છે.
હાડ ( ના ) હાડકાં.
જલે ( ક્રિ ) બળે.
જૈસી ( અ ) જેવી.
લકડેકી ( ના ) લાકડાની.
મોલી ( ના ) ભારી.
બાલ ( ના ) નીમાળા.
પોળી ( ના ) પૂળી.
મેહેલ ( ના. ) મોટી હવેલી.
ખાતર ( અ ) માટે.
જંગલ ( ના ) રાન, બીન વ-
સ્તીની જગા.
સોયા ( ક્રિ ) સૂતા.
કહત ( ક્રિ ) કહેછે.
કબીરા ( ના ) કબીર નામનો
કવિ.
સુનો ( ક્રિ ) સાંભળો.
ભૈયા ( ના ) ભાઇ.
આપ ( સ ) પોતે; જાતે.

**ઉપલા ગાયનની સમજુતી.**

આ શરીરરૂપી ધનની શી બડાઈ—મ્હોટાઇ કરવી? જે આંખવડે આપણે દેખી શકીએ છીએ તે મટોડીની બનેલી છે. હાડકાં ( મુવા પછી ) જાણે લાકડાની ભારી હોય તેમ બળી જાય છે; અને નિમાળા જાણે ઘાસની પૂળી હોય તેમ બળી જાય છે; આપણા ઉપયોગને માટે આપણે ઘરબાર બાંધ્યાં અને મુવા પછી આપણને તો સ્મશાનમાં લઈ જઈ બાળી મૂકે છે. કબીર કવિ કહે છે કે હે મારા ભાઇઓ, તમે સાંભળો કે માણુસ જાતે મરી ગયા પછી તેના મનને દુનીયા મરી ગયા બરાબર છે.

સુંદર ( વિ ) મધુર.
વિપત્તિમાં ( ના ) દુ:ખમાં; ગરીબાઇમાં.

## પાનું ૨૭મું.

પેટકું દેતી હૈ=સારંગીવડે મારા
પેટ ભરવા જેટલું હું પેદા
કરી શકું છું.
આજારી ( વિ ) રોગી; માંદો.

ભગવાન ( ના ) પરમેશ્વર.
ધરતી ( ના ) જમીન; પૃથ્વિ.
માઈ ( ના ) મા
ખાવંદ ( ના ) મેહેરબાન સાહેબ; ધણી.
બહુત ( વિ ) ઘણો.
એહેશાન ( ના ) ઉપકાર.
લેકિન ( અ ) પણ.
બુઢા ( વિ ) ઘરડા.
પિતા ( ના ) બાપ.
મિલકર ( કૃ ) એકઠા મળીને.
ઉનને ( સ ) એણે ( મારા બાપે )
સારે ( વિ ) આખા.
સારે જનમમે=આખી જીંદગીમાં.
આદત ( ના ) ટેવ.
આગ્રહ ( ના ) બોંહોસ.
ઠઠ્ઠામાં ( ના ) મજાકમાં.
ગટ કરી ગયો છું=પેટમાં ઉતારી દીધી છે.
થોડી સરખી ( વિ ) જરાક.

## પાનું ૨૮મું.

એત્તી ( વિ ) આટલી.
ખબરદાર ( વિ ) ટટાર.
( પગ ) કળે છે=( પગની અંદર ) કળતર થાય છે.
વિદાઈ ( ના ) જતી વખતે કંઈ પૈસા વગેરે આપવું તે; વિદાયગીરી.
પ્રસન્નતા ( ના ) ખુશી; ઈચ્છા.
અંગવસ્ત્ર ( ના ) પીછોડી. સં. અંગ=શરીર; વસ્ત્ર=કપડું. શરીર ઉપર ઢાંકવાનું કપડું.
કલ્યાણ ( ના ) ભલું.
ખેદ ( ના ) દલગીરી.
એ-તેમે ( અ ) એટલામાં.
દીલગીર ( વિ ) નાખુશ.
હુવા ( ક્રિ ) થયો.

## પાનું ૨૯મું.

કુચ ( વિ ) કંઈ
ફજેતી ( ના ) ગેરઆબરૂ.
ચંચું વાળે છે ( ક્રિ ) ( કોથળીમાં ) હાથ ઘાલી બોળે છે.
જૂલમ કરતે હો=પૈસા ઘણા-ઉદથી જ્યાદે આપી મારા ઉપર ઉપકારનો જૂલમ કરો છો.
ઓશિયાળે=પરતંત્રતાથી; પારકાને આધીન રહીને.
લગટ ( ના ) બોંહોસ; આમહ.
અલાબલા ( ના ) દુ:ખ; પીડા.
તંદુરસ્તી ( ના ) શરીરે સુખાકારી.

દોલત ( ના ) પૈસો.
લજવવાનું ( કૃ ) શરમાવવાનું.
આનંદ ( ના ) ખુશી; મઝા.
ધર્મ ( ના ) દાન.
રસભંગ ( ના ) મઝામાં ખલલ પાડવી તે.

## પાનું ૩૦મું.

કમાડ ( ના ) બારણું.
મારી ખરાબી થઈ=મારા ઉપર પુષ્કળ મુશીબત પડી.
તોડડારી ( ક્રિ ) ભાંગી નાખી.
ઉનેઈ ( સ ) એણેજ.
બીદાઈ ( ના ) વિદાયગીરી.
પાઈ ( ક્રિ ) મળી.
બાવરા ( વિ ) ગભરાયલો.
ગીનેબી ( ક્રિ ) ગણ્યા પણ.
કિનરી ( ના ) સારંગી.
ધરકે ( કૃ ) મૂકીને.
ઉન્ને ( સ ) એણે.
ઘબરાકે ( કૃ ) ગભરાઈને.

## પાનું ૩૧મું.

ખાવંદન ( ના ) શેઠાણી.
એહસાન ( ના ) ઉપકાર.
પંધર ( વિ ) પંદર ( ૧૫ )
બરસ ( ના ) વરસ.
લગ ( અ ) લગી; સુધી.
દમડી ( ના ) અડધી પઈની કિમ્મતની ખોટી બદામો.
અંગુઠી ( ના ) વીંટી.
સાહિત્ય ( ના ) જોઈતી તૈયારી ( પૈસા આપવાની. )
રસેલી ( વિ ) ઢોળ ચઢાવેલી.
જન્મ ગાંઠ ( ના ) વર્ષ ગાંઠ; શાલગીરી.
આભૂષણ ( ના ) ઘરેણું.
( મોટે ) પ્રયત્ને ( ના ) મહા મુશીબતે.

## પાનું ૩૨મું.

ચિંતા ( ના ) ફીકર.
બડે ( વિ ) મોટા.
ધક્કે ( ના ) હડસેલો.
નાગો ( વિ ) વસ્ત્ર વગરનો.
નિશા ( ના ) ખાતરી.
ગાલી ( ના ) ગાળ.
રામરામ ( ના ) સલામ.
ખોદું ( ના ) માઠું.
માર્ગ ( ના ) રસ્તો.
શિખામણ ( ના ) ભલું થાય એવી વાત કહેવી તે.

## પાનું ૩૩મું.

નીચ ( વિ ) હલકું.
કર્મ ( ના ) કામ.
ખેદ ( ના ) દીલગીરી.
અમથું ( વિ ) વગર ફાયદાનું.
એકાદું ( વિ ) એકાદ.
ઉત્સાહ ( ના ) આનંદનો ઉભરો.
માન ( ના ) આબરૂ.
ઉપકારી ( વિ ) આભારી.
કિરપા ( ના ) મેહેરબાની.
મંગ લેતા હોં=માગી લઉ છું.
બોલનાહી જરૂર હુવા=બોલવાની જરૂર પડી.
લેવાયા=( બ્હોંસ કરીને ) લેવડાવ્યું.
બાબા ( ના ) બાપ.
સલાબીના=સલાહ વગર.
દુરસ્ત ( વિ ) સારૂં.
આપસકી ( વિ ) પોતાની માલીકીની.
ઐસી ( વિ ) આવી.
કછુ ( વિ ) કંઇ પણ.
જિનસ ( ના ) જણસ; વસ્તુ.
નોકર ( ના ) સેવક.
છોટે ( વિ ) ન્હાના.
હાક ( ના ) બૂમ.
આકર ( કૃ ) આવીને.
બીબી લોક ( ના ) છોકરીઓ.
સામને ( અ ) આગળ.
બજાના ( ક્રિ ) વગાડવી.

## પાનું ૩૪મું.

ઇનકે ( સ ) એની.
દુસરેભી ( વિ ) બીજાઓ પણ.
લેકીન ( અ ) પણ.
બડે ( વિ ) મોટા.
મેરે તેં ( સ ) મને.
સકુન ( ના ) શબ્દ.
મુસે ( સ ) મોંહેથી.
અંધે ( વિ ) આંધળા.
દડીલા ( વિ ) લુચ્ચો; દગાખોર.
ચોર લે ગયા=ચોરી ગયો.
પરવા ( ના ) દરકાર.
છુપકર ( કૃ ) સંતાઇને.
ઓચીતા ( અ ) ઓચિંતો.
છીન લીએ=છીનવી લીધા.
દુષ્ટ ( વિ ) નઠારૂં.
અધર્મ ( વિ ) પાપિષ્ઠ.
કર્મ ( ના ) કામ.

## પાનું ૩૫મું.

સ્વાધીન કરૂં=હવાલામાં આપું.
ઉદાર ( વિ ) મોટા દીલના.

દારિદ્રય ( ના ) ગરીબાઈ; નિર્ધનતા.
સર્વસ્વ ( વ ) સઘળું.
અન્યાય ( વિ ) ગેરવાજબી. સં. **અ**=નહિ; **ન્યાય**=ઈન્સાફ.
વાસના ( ના ) બુદ્ધિ.
બરકત ( ના ) આબાદી.
મૈયા ( ના ) મા.
જાન ( ના ) જીવ.
અચ્છા ( અ ) સારૂ.
બુરૂં ( વિ ) નઠારૂં; પાપી.
રોટી મીલાઉંગા=પેટ જેટલું માગી ખાઇશ.
સાધુ ( વિ ) દીલના મોટા, પ્રમાણિક.
ખીજમત ( ના ) નોકરી.
એકીલા ( વિ ) એકલો; નિરાધાર.
ચટાઇ ( ના ), સાદડી.
બુઢેપનમે ( ના ) ઘડપણમાં.
ડાર દઉં ( ક્રિ ) છોડી દઉં.

## પાનું ૩૬મું.

છોટા ( વિ ) ન્હાનો.
નાકુવત ( વિ ) નબળો; શક્તિ વગરનો.
છીંટ ( ના ) સુગ.
ભોગનેકા ( કૃ ) ભોગવવાને.
અંધા ( વિ ) આંધળો.
ગાનેવાલા ( ના ) ગાનારો; ગવૈયો.
પોસતાહું ( ક્રિ ) પોષણ કરૂં છું; ગુજરાન ચલાવું છું.
કલકી ( ના ) કાલની.
ત્રેવડ ( ના ) ગોઠવણ.
ધર્મશાળા ( ના ) ઘર વગરના ઉતારૂઓને મુકામની જગા.

અશક્ત ( વિ ) શરીરે નબળા.
ભેગું ( અ ) સાથે સાથે.
સંરક્ષણ ( ના ) પરવરશી; રક્ષણ.
કુલાં ( ના ) ઢગરાં.
હર્ષથી ( ના ) આનંદથી
ધર્માત્મા ( વિ ) દયાવાન.
સુનકર ( કૃ ) સાંભળીને.
હરખસે ( ના ) આનંદથી.
લાડકવાયાં ( વિ ) લાડકાં.
ખોટા ( વિ ) નઠારા.

## પાનું ૩૭મું.

વિઘ્નક-ર્તા ( વિ ) નુકસાનકારક.
ખેદ ( ના ) દીલગીરી.
ગુણવાન ( વિ ) ભલા; સદ્ગુણી.
પેટનો ( ના ) મારો પોતાનો

છોકરો.
મોટપણું (ના) ઉદારતા; મ્હોટાઈ.
ઉત્તર (ના) જવાબ.
સાક્ષી (ના) શાહેદી. सं. स= સાથે; अक्षि=આંખ. જેની આંખ આગળ હકીકત બની હોય તે; નજરો નજર જોનાર.
મિજબાની (ના) ઉજાણી.
વેદના (ના) દુઃખ.
સંગતી (ના) સોબત; સમાગમ.
ભો (ના) બ્હીક; ધાસ્તી.
એકાંત (વિ) કોરે.
કુલક્ષણ (ના) નઠારી ચાલ. स. कु=નઠારી; लक्षण=ચાલ. નઠારી વર્તણુક.
વર્ત્તમાન (ના) સમાચાર.

## પાનું ૩૮મું.

નીચપણું (ના) હલકાઇ.
દુર્ગુણ (ના) નઠારા ગુણ. स—दुः=નઠારા गुण=लक्षण.
નિદાન (ના) શરૂઆતમાંજ કારણ ઉત્પન્ન થવું તે.
આજ્ઞા (ના) હુકમ.
ગુરૂજી (ના) મેહેતાજી.
ધોરી (વિ) સીધી; બરાબર.
આશ્ચર્ય (ના) નવાઇ.
તિરસ્કાર (ના) ધિક્કાર; ફુ-ત્કાર.
અનાડી (વિ) મુર્ખો. अज्ञानी નો અપભ્રંશ જણાય છે.
આરડ્યાં (ક્રિ) મોટે મોટે સાદે બેસૂરું ગાયું.
મોજ (ના) મઝા.
ચોકી (ના) પોલીસનો મુકામ.

## પાનું ૩૯મું.

શ્રમ (ના) મેહેનત.
વિદાયગીરી (ના) ખુશાલકતી-માં કાંઈ આપવું તે.
પ્રત્યક્ષ (વિ) ખુલ્લે ખુલ્લું.
ધક્કા મુક્કી (ના) હડસેલા હ-ડસેલી.
અજાણતાં (ક્રિ) અચિંતો.
પ્રાણપ્રિય (વિ) જીવ સરખા વહાલા.
તરછોડે છે (ક્રિ) વછોડી નાખે છે.
દુષ્ટ (વિ) પાપી.
મમતા (ના) હેત; પ્રીતિ.
યોગ્ય (વિ) લાયક.
શિક્ષા (ના) સજા.
ખરાપણું (ના) સાચાપણું.

## પાનું ૪૦મું.

પ્રયોજન ( ના ) મતલબ; હેતુ.
વત્તા ( વિ ) વધારે.
સંતાપ ( ના ) દીલગીરી.
નિશ્ચય ( ના ) ખાતરી.
બળ ( ના ) જોર.
આશ્ચર્ય ( ના ) નવાઇ.
ભાષાંતર ( ના ) તરજુમો.
લુચ્ચાઇ ( ના ) દોંગાઈ; ખંધાઇ.
ઉપદ્રવ ( ના ) પીડા.
અન્યાય ( ના ) ગેરવાજબી કામ; ગુન્હો.
ક્ષમા ( ના ) માફ.
શબ્દ ( ના ) જરા પણ વાત.

## પાનું ૪૧મું.

વસ્તુ ( ના ) સાધન.
ભાગે છે ( ક્રિ ) તોડે છે.
સૃષ્ટિ ( ના ) દુનીયા.
રત્ન ( ના ) રત્ન જેવાં સારાં છોકરાં.
દર્શન ( ના ) દેખાવ.
એનું મારે દર્શન ન જોઇએ=એનું મ્હોડું મારે જોવું નથી.

## મેના.

મેના ( ના ) એક સુંદર મીઠા સ્વરવાળું પક્ષી.
મધુર ( વિ ) કાનને પ્રિય લાગે એવા.
મોહિત ( વિ ) ઘણીજ ખુશી થઇને; હદથી વધારે ખુશી થઇને.
હર્ષે ( ના ) હોંસથી.
ઉતાવળો ( અ ) જલદીથી.
વેચાતી લઉં ( ક્રિ ) ખરીદ કરૂં.

## પાનું ૪૨મું.

ચારો ( ના ) ખાવાનું.
છેડો ઝાલીને ( કૃ ) પલ્લો પકડીને.
આળસુ ( વિ ) સુસ્ત.
વીસારીશ ( ક્રિ ) ભૂલી જઇશ.
હઠ ( ના ) જક્ક.
બ્રહ્માંડ ( ના ) પૃથ્વિ સં—બ્રહ્મ+અંડ=ઇંડું જગતનું મૂળ રૂપ પૃથ્વિ ઇંડાને આકારે છે; સૃષ્ટિમાં એવાં ઘણાં બ્રહ્માંડો છે.
બીલોરી ( વિ ) પારદર્શક કાચ.
હોક ( ના ) બૂમ.
બહેનપણી ( ના ) સખી.

ઇષ્ટ મિત્ર (ના) ઘણો પ્યારો મિત્ર. સં-इष्ट=ચ્હવાયલો इष् ઇચ્છા કરવી.

ત્રૈલોક્ય (ના) ત્રણ લોક—જગત્—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ સં. त्रिलोक.

## પાનું ૪૩મું.

નિર્મળ (વિ) ચોખ્ખું. સં. निः=વગરનું मळ=મેલ, કચરો=કચરા વગરનું.

તાપ (ના) તડકો.

નિત્ય (અ) રોજ રોજ.

બુચ્ચીઓ (ના) બોટીઓ.

અધમુઈ (વિ) અકળાવી.

સ્વર (ના) અવાજ.

ટીપ (ના) ગાવાના સાત સૂરમાં સૌથી ઉંચો.

સૂર (ના) અવાજ.

શ્વાસ (ના) અવાજ.

આત્મા (ના) જીવ.

પ્રસન્ન (વિ) ખુશી.

હેત (લાગી) (ના) લ્હે લાગી; માયા લાગી.

ચિત્રામણ (ના) છબી.

રાગણી (ના) મોટા રાગોનો પેટા રાગ. મુખ્ય ૭ રાગ છે અને તેના દરેકના પેટામાં પાંચ પાંચ રાગણીઓ છે.

વ્યર્થ (અ) ફોગટ.

જન્મગાંઠ (ના) વરસગાંઠ શાલગીરી.

પૂતળી (ના) ઢીંગલી.

સમૂળગીજ (અ) તદ્દન.

ખટપટ (ના) ગડબડ; પંચાત.

## પાનું ૪૪મું.

નરો (વિ) તદ્દન.

ઉપવાસ (ના) જે દીવસે બીલકુલ ખાવું નહિ તે.

ધબધબાટ (ના) સ્હેજ હાલવું તે; ધબકારો.

શક્તિ (ના) ગતી.

ગાભરી (વિ) અસાવધ.

ધ્રુજતી (વિ) કાંપતી.

નિર્દય (વિ)=ક્રૂર=સં निः=વગરનો दय=दया.

સાવધ (વિ) જાગૃત.

ઓઢણું (ના) હોરણી.

બક્ષિસ (ના) ઈનામ તરીકે.

ભરણ પોષણ (ના) ખવડાવવુ પીવડાવવું તે.

કંકાસ (ના) કજીઓ.

નિસાસા (ના) હાય નાખવી તે.
ક્ષમા (ના) માફી.
વીસરનાર (ના) ભૂલનાર.

## પાનું ૪૫મું.

દયા (ના) રહેમદીલી.
બંદીખાનું (ના) કેદખાનું.
(બાથ) ભરાવી (ના) ભેટી પડી.
ખેદ (ના) દિલગીરી.
બહેનપણીઓ (ના) સાહેલીઓ.
સધાથે (અ.) સાથે.
પાંચી કુકા (ના) ઠીકરાને ગોળ ઘસી ઉછાળીને રમવાની નાની છોકરીઓની એક રમત.
કૂદડી (ના) એ નાની છોકરીઓ અવળા હાથ રાખી પાસે પાસે એક બીજાના પગ લાવી ગોળ ચક્કર ફરે છે તે રમત.
ધ્યાન (ના) ચિત્ત.
ઉપવાસ (ના) ખાધા વગર રહેવું તે.

## પાનું ૪૬મું.

મડદું (ના) મુવેલું શરીર; શબ.
મનુષ્ય (ના) માણુસો.
દશા (ના) અવસ્થા; સ્થિતી.
વ્યાકુળ (વિ) પીડાયલી.
ભાગ્યવાન (વિ) નસીબદાર.
સમાઉં (ક્રિ) પેશી જાઉં.
પરાળ (ના) ઘાસ.
વેગળી (અ) દૂર.
પ્રાર્થના (ના) કાલાવાલા.
પશ્ચાત્તાપ (ના) પસ્તાવો સં. પશ્ચાત્=પછવાડેથી; તાપ=દીલગીર થવું.
આજ્ઞા (ના) હુકમ.

## સ્વતંત્ર થવા ઇચ્છતાં છોકરાં.

લાડકવાયા (વિ) લાડકા.

## પાનું ૪૭મું.

ચમત્કાર (ના) નવાઇ જેવું કામ.
પ્રતિજ્ઞા (ના) સોગંદ ખાવા.
સ્વતંત્ર (વિ) કોઇના કાબુમાં નહિ રેહેવું તે.
કોડ (ના) મનની ઇચ્છા.
કરી (ના) મજાક.

અટકાવ ( ના ) હરકત.
છૂટી ( ના ) સ્વતંત્રતા.
મારી પાછવાડે થશો=મને બોંહોંસ કરીને કહેશો.
અધિકાર ( ના ) ઉપરીપણું.
નહોર દહાડો ચઢયો=નવ કલાક થયા.
જડ ( વિ ) સુસ્ત.
ગભરાયલાં ( વિ ) બેબાકળાં;

## પાનું ૪૮મું.

શીરામણુ ( ના ) સવારમાં જરા નાસ્તો કરી લેવો તે.
ગંજીફ ( ના ) પાને.
ગિલ્લીદંડે ( ના ) એક નાના ચાર આંગળના લાકડાના કકડાને લાકડીએ ઉછાળી દૂર નાખવાની રમત.
શોભે ( ક્રિ ) સારી દેખાય.
પારધી ( ના ) શીકારી.
ગાભરી ( કરીશ ) ( વિ ) અકળાવીશ.

## પાનું ૪૯મું.

ઘડી ( ના ) ચોવીસ મિનિટનો વખત તે એક ઘડી. અઢી ઘડીનો એક કલાક.
ઠગ વિદ્યા ( ના ) દગલબાજી.
ઇચ્છા ( ના ) મરજી.
ચરવડીને ( કૃ ) ચીડાઇને.
શીશુડો ( ના ) સીપટી; સીસોટી.
કકળવા ( કૃ ) બબડવા.
નિસાસો ( ના ) હાય, અફસોસ.
છડી ( ના ) લાકડી.
ઢીંગલી ( ના ) ચીથરાની પૂતળી.
પછાડી ( ક્રિ ) જોરથી અફાળી.

## પાનું ૫૦મું.

રગદોળી છે ( ક્રિ ) બગાડી છે.
પ્રથમ ( અ ) પેહેલાં.
વેળા ( ના ) વખત.
ભાણું ( ના ) ખાવાની થાળીએ.
પીરસવું ( ક્રિ ) ખાવાની વસ્તુઓ મુકવી તે.
રસોડું ( ના ) રાંધવાની જગા; રાંધણી.
નાના પ્રકારનાં=જુદીજુદી જાતનાં.
પકવાન્ન=સારૂં સારૂં ભોજન. સં-પક્વ=પાકેલું અન્ન=અનાજ.
ઉપદ્રવ ( ના ) પીડા; રોગ.
સ્વતંત્ર ( વિ ) નિરંકુશ; છૂટથી વર્તનારાં.
ગટકયાં ( ક્રિ ) ગળામાં ઉતારી દીધાં.

આહાર ( ના ) ખાવું તે.
અટરો ( ક્રિ ) જરો.
ભોગવવું ( કૃ ) ખમવું.

## પાનું ૫૧મું.

વારતો ( કૃ ) રોકતો.
ધણી ( ના ) વર.
ઓડકાર ( ના ) સારી પેઠે જમી રહ્યા પછી જે વાયુ મ્હોડાની મારફતે નીકળે છે તે. સં. ઉદ્ગાર.
ઓથે ( ના ) પડદે.
હળવે હળવે ( અ ) ધીમે ધીમે.
હોજ ( ના ) નાનું સરખું તળાવ.
નાવડું ( ના ) હોડકું.
વાર્યો ( ક્રિ ) રોક્યો.
વીસરી ગઈ ( ક્રિ ) ભૂલી ગઈ.
ધકેલી લેવું ( કૃ ) હડસેલી લેવું.
જબર ( અ ) જોરથી; કસીને.
ડોલાવીએ ( ક્રિ ) આમ તેમ વાંકું ચુંકું કરવું તે.
ઝોક ( ના ) વાંકું વળવું તે.
સંભાળવા ( કૃ ) બચાવવા.
વા ( ના ) પવન.
ત્રાસ ( ના ) ગભરાટ.
અધમુવાં ( વિ ) અડધાં મુવેલાં જેવાં; બેભાન.
શેક્યાં સવર્યાં ( ક્રિ ) ગરમી આપી.
અકરાંત્યાં ( વિ ) ખાઘરાં.
અમળાવા માંડયું ( ક્રિ ) દુખવા લાગ્યું.
મૂર્છા ( ના ) બેભાની.
કંપ ( ના ) ધ્રુજારી.
શ્વાસ ( ચઢયો ) ( ના ) હાંફ થઈ.
વિપત્તિ ( ના ) આપદા.

## પાનું પરમું.

ખબર ઘણી ખોટી છે=તબીયત ઘણી ખરાબ છે.
બાપુડાં ( ના ) લાડકાં ( છોકરાં. )
સાંભરશે ( ક્રિ ) યાદ રહેશે.
અધિકાર ( ના ) ઉપરીપણું.
ખોટું ( ના ) માઠું.
સિદ્ધ ( વિ ) હાજર; તૈયાર.
મોરીઆવળ ( ના ) સોનામુખી.
ખોટા ( વિ ) નાપસંદ.
અજીર્ણ ( ના ) બદહજમી.
ગુણકારી ( વિ ) ફાયદાકારક.
અધિક ( વિ ) વધારે.
સંતોષે ( ના ) આનંદે.

## પાનું પડ્યું.

અન્યાય (ના) ગેરવાજબી કામ.
શિક્ષા (ના) સજા, ગુન્હો.
ધાક (ના) બીક.
બંદીખાનું (ના) કેદખાનું.
ભય (ના) ધાસ્તી.

## કાંટાનાં ઝાડ.

ગૃહસ્થ (ના) આબરૂદાર સદ્ગુણી માણુસ. સં. गृह=ઘર; स्थ=રહેવું.
કાશ્મીર (ના) હિન્દુસ્તાનની ઉત્તરે એક પ્રાન્ત.
વૈશાખ (ના) હિંદુઓનો સાતમો માસ. એ માસમાં તાપ સખત પડે છે.
સંધ્યાકાળ (ના) સાંજ પૂરી થયા પછીનો અને રાત શરૂ થતાં પહેલાંનો એ વચલા ગાળાનો વખત.
સંઘાથે (અ) સાથે.
ડુંગરી (ના) ટેકરી.
રમણીય (વિ) શોભાયમાન, આંખને આનંદ આપે એવા.

પદાર્થ (ના) વસ્તુઓ.
સૂર્ય (ના) સુરજ.
અસ્ત (પામવું) (ના) આથમવું. સર્વ જગતને સોનેરી રંગનાં વસ્ત્ર...જાય છે=આથમતા સૂર્યનો તડકો પીળો સોનેરી રંગનો—હોય છે તેથી સઘળી વસ્તુઓ તે તડકો પડવાથી સોનેરી કપડાંથી છવાયલી હોય એવી દેખાય છે.
ડુંગર (ના) પહાડ.
કલ્પના (ના) વિચાર; ખુદ્દો.
સુખ (ના) મઝા.
ગાડરાં (ના) બકરાં; મેઢાં.
સુસ્વર (ના) સારો અવાજ. સં. सु=સારો, स्वर=અવાજ.
કાને પડયું=સાંભળ્યું.
વાટે (ના) રસ્તે.
સંતાપ (ના) દુઃખ.
દુષ્ટ (વિ) નઠારાં.
એક મત થઈ=સામટો વિચાર કરી.
મૂળ કાઢવું=મૂળમાંથી નાશ કરી નાખવો કે ફરી ઉગવા પામે નહીં.
ઓઢા (ના) શરીર ઉપરનું ઉન જે વસ્ત્ર તરીકે છે તે.
કુહાડી (ના) કાપવાનું ઓજાર.
ભોંય બરાબર કરી નાખું=તમા-

મ કાપી નાખું.
કુહાડો (ના) લાકડાં કાપવાનું માટું ઓજાર.

## પાનું ૫૪મું.

મનસુબો (ના) વિચાર; ખુદો; તરંગ.
રીસે (ના) ક્રોધે.
સંભાર (ક્રિ) યાદ કર.
આશ્વિન (ના) હિંદુઓનો બારમો મહિનો.
દ્વેષ (ના) અદેખાઇ; વેર.
યોગ્ય (વિ) લાયેક.
વ્યર્થ (વિ) નકામું.
માર્ગે (ના) રસ્તે.
ટાઢ (ના) ઠંડી.
સહેવું (ક્રૃ) ખમવું.
ચોટ્ટાં (વિ) ચોરી કરનારાં.

## પાનું ૫૫મું.

રાત્રી (ના) રાત.
પરાક્રમ (ના) ભારી કામ.
રમીરહી (ક્રિ ઘૂંટાયા કીધી.
પરોઢ (ના) સહવાર
શોભા (ના) ભપકો; મઝા.
હોંસે (ના) અતિશય ખુશી.
જઈ મળવું (ક્રૃ) પકડી પાડવું.
મહેનત (ના) મુશીબત.
કોરે (ના) બાજુએ.
બેટા (ના) દીકરા.
હળવે હળવે (અ) ધીમેધીમે.
ઉપદ્રવ (ના) હરકત; ઇજા; ખલલ.
ધૂમ (ના) અતિશય ગડબડ.
પંચરંગી (વિ) જુદા જુદા રંગનાં.
નાના પ્રકાર (ના) જુદી જુદી જાત.
ચમત્કારી (વિ) નવાઇ જેવાં.
સુસ્વર (ના) મધુર અવાજ.
લૂંટાલૂંટ (ના) એકદમ લઇ જવું તે.
ચકિત (થયો) (વિ) છક થઇ ગયો.
ચિન્તા (ના) ફીકર.
અનેક પ્રકારે=ઘણી રીતે.
સંરક્ષણ (ના) બચાવ. **સં**. **સં**=સારાં રીતે, **રક્ષ**=બચાવવું.
સહિત (અ) સાથે.
ભલાં (વિ) સારાં.
ઉદાર (વિ) મનનાં મોટાં.

## પાનું ૫૬મું.

અમથો ( અ ) નકામો.
ઉપયોગી ( વિ ) કામનાં.
પૂરું કરવું ( ક્રૃ ) તંગી ટાળવી.
ઓશિયાળો ( વિ ) ઝાંખો.
પેદાશ ( ના ) જે ઉત્પન્ન થાય તે.
પરોપકાર ( ના ) પારકાનું ભલું કરવું તે.
સદા ( અ ) હમેશ.
કલ્યાણ ( ના ) ભલું.

## દેરજી.

અકલ ચળી હતી=ગાંડો થઇ ગયો હતો; હોલે દિલ થઇ ગયો હતો.
ઉપદ્રવ ( ના ) ઇજા; હરકત.
ફજેતી ( ના ) નામોશી; ગેર આબરૂ.
દુષ્ટ ( વિ ) નઠારાં.
સહે ( ક્રિ ) ખમે.
એકાદી ( વિ ) કોઇક.
બકોર ( ના ) ગડબડાટ; શોર.
અડકાવી ( કૃ ) દઇને; બંધ કરીને.
છાનોમાનો ( વિ ) ચુપકીથી.

## પાનું ૫૭મું.

વતન ( ના ) જાગીર.
વાદ ( ના ) મુકદ્દમો.
હરિ ( ના ) હરિઓ.
કર્મ ( ના ) નસીબ; તકદીર.
સ્વસ્થપણે ( ના ) નિરાંતે.
પગ મેલવાનુ=રહેવાનું.
દમડી ( ના ) પૈસાની હલકામાં હલકી રકમ.
મશ્કરી ( ના ) મજાક.
દુષ્ટ ( વિ ) નઠારો; ક્રૂર.
વિપત્તિ ( ના ) મહા દુઃખ.
સહાય ( ના ) મદદ.
અકલે ગઇ=ગાંડો થઇ ગયો.
વત્તી ( વિ ) વધારે.
દશા ( ના ) હાલત; સ્થિતિ.
દયા ( ના ) રહેમદિલી.
સમય ( ના ) વખત.
અન્યાય ( ના ) ગુન્હો.
ક્ષમા ( ના ) માફ.
પશ્ચાત્તાપ ( ના ) પસ્તાવો **સં-** **પશ્ચાત્**=પછવાડેથી **તાપ**=તપવું; દલગીર થવું.
અપરાધ ( ના ) ગુન્હો.

## પાનું ૫૮મું.

ભાન નથી=અકલ નથી; ગાંડો છે.

વ્યર્થ ( અ ) ફોગટ.
દીન ( વિ ) ગરીબ; લાચાર.
આજ્ઞા ( ના ) હુકમ.
રીસે ( ના ) ક્રોધે.
પ્રાર્થના ( ના ) વિનંતી.
ક્ષમા ( ના ) માફી.
વાર્યા ( ક્રિ ) રોકયાં.
ભળ્યો ( ક્રિ ) સામેલ થયો.
ચેષ્ટા ( ના ) મજાક.
તમાશો ( ના ) મઝા.
બરાડવા લાગ્યો=ઘણોજ મોટેથી બૂમ પાડવા લાગ્યો.
સરદારી ( ના ) ઉપરીપણું.
કલબલાટ ( ના ) શોરબકોર.
રાતો ચોળ ( ના ) ઘણોજ રાતો.
હળવે હળવે ( અ ) ધીમે ધીમે.

## પાનું ૫૯મું.

પાપ ( ના ) ગુન્હો.
અવગણના ( ના ) બેદરકારી.
યોગ્ય ( વિ ) લાયક; વાજબી.

## દાણા વીણનારી છોડી.

બાજરીયાં ( ના ) બાજરીનાં કસુસલાં.

આનંદ ( ના ) ખુશી.
પ્રસન્ન થાય છે=ખુશી થાય છે.
લણનારો ( ના ) કાપનારો.
એકીવારે ( અ ) પુષ્કળ.
ભલો ( વિ ) દયાળુ.

## પાનું ૬૦મું.

પડયાં આખડયાં ( કૃ ) આમ તેમ પડેલાં.
વીણું ( ક્રિ ) એકઠાં કરૂં.
ફલ્લા ( ના ) ખોબા.
વેગળેથી ( અ ) છેટેથી; દૂરથી
દૈવ ( ના ) નસીબ.
અન્યાય ( ના ) ગુન્હો; અપરાધ.
ભલી ( અ ) ઠીક.
મહારાજ ( ના ) મેહેરબાન.
શાહુકાર ( ના ) પ્રમાણિક કામ કરનારી.
ઝુંટવી ( કૃ ) ખુંચવી.
પેદા થયાં ( ક્રિ ) ઉત્પન્ન થયાં; ઉગ્યાં.
મહેનત ( ના ) મજુરી.
એની મેળે ( અ ) આપોઆપ.
સમ ( ના ) સોગદ.
બીવરાવો છો ( ક્રિ ) ગભરાવો છો.

## પાનું ૬૧મું.

શ્રમ ( ના ) મહેનત.
અડી ( ક્રિ ) અડકી.
અન્યાય ( ના ) ગેરવાજબી કામ.
હીંડ ( ક્રિ ) ચાલ.
ચોકી ( ના ) પોલીસનો મુકામ.
પાંશરી ( અ ) પાધરી પાધરી; સીધી સીધી.

## પાનું ૬૨મું.

અનર્થ ( ના ) નુકસાન; બીગાડ.
દયા ( ના ) રેહેમદિલી.
બીગાડ ( ના ) નુકસાન.
ભલાઇ ( ના ) ભલમનસાઈ.
નવાઇ ( ના ) આશ્ચર્યની બીના.
માતબર ( વિ ) પૈસાદાર.
ન્યાય ( ના ) ઇન્સાફ.
ન્યાય કરનાર ( ના ) ન્યાયાધીશ; ઇન્સાફ કરનાર.
દંડ ( ના ) પૈસા લેવાની શિક્ષા.
હરે હરે ( ના ) અરે પરમેશ્વર.

## પાનું ૬૩મું.

વિસામો ( ના ) આરામ.
દૈવવાન્ ( વિ ) ભાગ્યશાળી; નસીબદાર.
દુષ્ટ ( વિ ) નઠારો માણસ.
વતીની ( અ ) બાબતની.
શિક્ષા ( ના ) સજા.
નિસાસો ( ના ) નિશ્વાસ.
ઊત્તર ( ના ) જવાબ.
ભલી ( વિ ) જુઠું ન બોલે એવી; વાજબી ચાલનાર.
બિચારી ( વિ ) ગરીબ.
રૂએ છે ( ક્રિ ) રડે છે.
ચોરી ( ના ) ચોરીનો આરોપ—તોહોમત.
વીણવા ( કૃ ) એકઠાં કરવા.

## પાનું ૬૪મું.

ચોકી ( ના ) પોલીસને રહેવાની જગા.
કાલાવાલા ( ના ) આજીજી.
આનંદ ( ના ) ખુશી.
પ્રાર્થના ( ના ) કાલાવાલા.
સ્વસ્થ ( વિ ) નિર્ભય.
પ્રસન્ન ( વિ ) ખુશી.
ભાગ્યવાન્ ( વિ ) નસીબદાર.
ગરજ ( ના ) જરૂર.
સહાયતા ના ) મદદ.
પોંખ ( ના ) અનાજનાં લીલાં કણુસલાંને ગરમ રાખોડીમાં

શેકી તેમાંથી દાણા છૂટા પાડેલા તે.
ચાલત ( ક્રિ ) પહોંચત.

## પાનું ૬૫મું.

લજવાઇને ( કૃ ) શરમાઇને.
આશીર્વાદ ( ના ) સારી દુવા.
કારભારી ( ના ) વહીવટદાર.
સહાય થવું ( ક્રિ ) મદદ કરવી.
મોં આગળ=પાસેજ.
કાપણી ( ના ) તૈયાર થયલું અનાજ કાપી લેવું તે.
વર્ષોવર્ષ ( ના ) દર વરસ.
હેત ( ના ) માયા.
ઓળખીએ છીએ ( ક્રિ ) પીછાનીએ છીએ.
નીંદવા ( કૃ ) ખેતરમાંથી નકામું ઘાસ કહાડી નાખવા.
તેડી જવું ( ક્રિ ) લઇ જવું.

## પાનું ૬૬મું.

મોટાં ( વિ ) મોટા દિલનાં.
સરખા ( અ ) જેવા.
પધારે ( ક્રિ ) મેહેરબાની કરી આવે.
ભાગ્ય ( ના ) નસીબ.
મોટાઇ ( ના ) અભિમાન.
સંકોચ ( ના ) હરકત; અણગમો.
ખોટું ( ના ) ખરાબ.
સમાધાન ( ના ) સંતોષ.
બી ( ના ) ભય; ધાસ્તી.
આશીર્વાદ ( ના ) સારી દુવા.
આકૃતિ ( ના ) બહારનો દેખાવ; ચ્હેરો.
દીસે છે ( ક્રિ ) દેખાય છે.
દશા ( ના ) હાલત; સ્થિતિ.
ઉત્પન્ન થઈ છે ( ક્રિ ) જન્મી છે.
સંશય ( ના ) શક.
નઠારી ( વિ ) મેલી.

## પાનું ૬૭મું.

ભાગશે ( ક્રિ ) કકડા થશે.
મૂર્ખ ( ના ) બે અકલ આદમી.
સુદ્ધાં ( અ ) સાથે.
ખૂંચી લીધાં છે ( ક્રિ ) છીનવી—ઝુંટવી લીધાં છે.
પાંસરી ( વિ ) સીધી.
દેશાઇ ( ના ) જમીદાર.
મહિનો ( ના ) માસિક પગાર.
નવરાં ( વિ ) ઉદ્યોગ વગરનાં.
લુચ્ચાં ( વિ ) ઠગારાં.
બીગાડ ( ના ) નુકસાન.

વારજે ( ક્રિ ) અટકાવજે.
ભીખારી ( વિ ) ભીખ માગનારા.
ઘાલ ( ક્રિ ) બેસાડ.
દરિદ્રતા ( ના ) ગરીબાઈ.
પીડા ( ના ) દુઃખ.
અન્ન ( ના ) અનાજ.
ઇચ્છા ( ના ) મરજી.
વાળે ( ક્રિ ) એકઠાં કરે.
સર્વદા ( અ ) હમેશા.
ઉપદ્રવ ( ના ) હરકત; પીડા.
મશ્કરી ( ના ) મજાક.
હળ ( ના ) ખેતીનું એક ઓજાર.
છાના ( વિ ) ચુપ.

## પાનું ૬૮મું.

સાચી ( વિ ) ખરી.
( ધર્મ ) કરે ( ના ) દયા દાખલ આપે.
નિશ્ચય ( ના ) ખાતરી.
ભલા ( વિ. ) સારા.
દબાવીને ( કૃ ) સપડાવીને.
રીસ ( ના ) ક્રોધ.
લુચ્ચો ( વિ ) ઠગારો.
ઉઘાડું ( વિ ) ખુલ્લે ખુલ્લું.
હળવે ( અ ) ધીમે.

શાહુકાર ( ના ) સીધે રસ્તે ચાલનાર.
નમ્રતા ( ના ) નરમાસ.
સ્વરૂપ ( ના ) દેખાવ; મતલબ.
પ્રથમ ( અ ) પહેલાં.

## પાનું ૬૯મું.

મારકણો ( વિ ) મારે એવો.
વગળો ( અ ) દૂર.
ચોકસ ( વ ) ચેતતા.
ચિન્તા ( ના ) ફિકર.
સંદેહ ( ના ) શક.
માર્ગ ( ના ) રસ્તો.
સમાગમ ( ના ) સોબત.
નિર્વાહ ( ના ) ગુજરાન.
વિશ્વાસ ( ના ) ભરોસો.
રાજીપત્ર ( ના ) રાજીનામું.
કોટવાલ ( ના ) પોલીસના સીપાઇનો ઉપરી; ફોજદાર.
સ્વાધીન કર્યો ( ક્રિ ) હવાલે કર્યો.
ટકયો છે ( ક્રિ ) નીભ્યો છે.
વચન ( ના ) બોલવું તે; કહેવાથી.
પ્રમાણ ( ના ) સાબીતી; ખાતરી.
પરીક્ષા ( ના ) ખાતરી.
ઓળખું છું ( ક્રિ ) પીછાનું છું.

ચોકશીદાર ( ના ) તપાસ રાખનાર.
ઠીક ( અ ) ચોકસ.

## પાનું ૭૦મું.

ભીખારી ( ના ) ભીખ માગનારા.
પરાક્રમ ( ના ) મોટું કામ; પોતાની મેળે કીધેલું ભારી કામ.
મળીઓ ( ના ) ભૂખે મરતા માણસો.
કકળે છે ( ક્રિ ) બબડે છે.
અમલદાર ( ના ) અધિકારી.
લાંચ ( ના ) હક વગરનો પૈસો લેવો તે; રૂશવત.
તર્જની ( ના ) અંગુઠાની જોડેની આંગળી.
નિશાની ( ના ) ઇશારત.
ખાતર જમા ( ના ) ખાતરી.
ભૂંડો ( વિ ) નઠારો.
સંશય પ્રકૃતિ=વેહેમી સ્વભાવ.
સંદેહ ( ના ) વેહેમ.
યોગ્ય ( વિ ) લાયક.
અટકળ કરવી ( ક્રિ ) ધારી લેવું.
કુમાવિસદાર ( ના ) અમલદાર.
બાબા ( ના ) ભાઇ.

## પાનું ૭૧મું.

ક્ષમા ( ના ) માફી.
અપરાધ ( ના ) ગુન્હો.
અન્યાય ( ના ) ખોટું.
નાહક ( વિ ) નકામો.
( દુ:ખી ) કરી ( વિ ) સંતાપી.
નિમિત્ત ( ના ) તોહોમત.
છળ્યો ( ક્રિ ) ઠગ્યો; છેતર્યો.
લાજ ( ના ) શરમ.
ઓળખવા ( કૃ ) જાણવા; પીછાનવા.
ઉતાવળી ( અ ) જલદી.
વાટ ( ના ) રાહ.
ફડફડતો ( કૃ ) બડબડતો.
બકે છે ( ક્રિ ) વગર વિચાર્યું બોલે છે.
બાકી ( અ ) નહિતો.
એક મનથી=એક દીલથી.

## પાનું ૭૨મું.

વાંકો ( વિ ) આડો.
અપરાધ ( ના ) ગુન્હો.
જોઇને [ કૃ ] ઓળખીને.
સમજણ [ ના ] બુદ્ધિ.
ઠીક કરીને [ કૃ ] વિસ્તારીને.
બહાને [ ના ] નિમિત્તે.

ઠગે છે [ ક્રિ ] છેતરે છે.
પ્રસંગ [ પ્રમાણે ] [ ના ] સંજોગ પ્રમાણે.
ધારીને [ કૃ ] વિચાર કરીને.
નિશ્ચય [ ના ] ખાતરી.
વધતું [ અ ] વધારે.
શાબાશ [ અ ] આફરીન.

## પાનું ૭૩મું.

કૃપા [ ના ] મેહેરબાની.
ગુણવાન્ [ વિ ] સદ્ગુણી.
કઠોરતા [ ના ] ક્રૂરપણું.
અનીતિ [ ના ] ખોટો માર્ગ; દુર્ગુણ.
વાંક [ ના ] ગુન્હો.
સ્વાધીન કરવો [ ક્રિ ] હવાલે કરવો, સોંપણ કરવી.
અધિકાર ( ના ) અખત્યાર.
ઠીક ( અ ) સારૂં.
અનર્થ ( ના ) ગેરવાજબી કામ.
સત્તા ( ના ) અધિકાર.
ઉપદ્રવ ( ના ) નુકસાન.
કદાપિ ( અ ) કદાચ.
રૂડી ( વિ ) સારી.
સમજણ ( ના ) અકલ; બુદ્ધિ.
ન્યાય ( ના ) ઈન્સાફ.
અન્યાય ( ના ) ગેરઈન્સાફ.
વર્તમાન ( ના ) હકીકત.
તાકીદ ( ના ) સખત હુકમ.
અડકાડવો ( કૃ ) લગાડવો.

## પાનું ૭૪મું.

ઉપકારી ( વિ ) આભારી.
ગૃહસ્થ ( ના ) સદ્ગુણી માણસ.
ઓળખાણ ( ના ) પીછાન.
બીતી ( વિ ) ગભરાતી.
નમે છે ( ક્રિ ) પગે લાગે છે.
બરાબરી ( ના ) સરખાપણું.
હળવેજ ( અ ) ધીમેથી.
વહેમ ( ના ) સંશય.
રમણીય ( વિ ) શોભાયમાન.
આકૃતિ ( ના ) બહારનો દેખાવ.
ચતુરાઇ ( ના ) હોંશીઆરી.
મોટપણું ( ના ) મોટું દિલ.
હલકે શબ્દે=ધીમેથી.
સત્કાર ( ના ) આગતાસ્વાગતા.
યોગ્ય ( વિ ) લાયક.

## પાનું ૭૫મું.

ખેપેજ ( ના ) વખતેજ; વારીએજ.
ભાગ્ય ( ના ) નસીબ.
આજ્ઞા ( ના ) હુકમ.

ધાણ્યા ( ના ) અનાજ.
રેણુકાપુરી ( ના એક શેહેરનુ નામ છે સં. પુરી=શેહેર.
ઓસવારી ( ના ) અનાજની અછતને લીધે મોહુ મળવુ તે.
સહાય ( ના ) મદદ.
આતબરે ( ના ) પૈસાદારે.
વેતરો ( ના ) મજૂર.
ઠીક ( અ ) વિગતવાર.
શિખામણ ( ના ) ભલુ ઇચ્છી ને સારી વાત કહેવી તે.
ભજન માર્ગ ( ના ) સ્તુતિ–પ્રાર્થના કરવાનો રસ્તો.
ચિત્ર ( ના ) છબી.
કુટુમ્બ ( ના ) કુળ; વંશ.
દરિદ્રતા ( ના ) ગરીબાઈ.
દશા ( ના ) હાલત; અવસ્થા.

## પાનું ૭૬મું.

બારે ( ના ) બાજુએ.
વર્તમાન ( ના ) સમાચાર.
આકૃતિ ( ના ) ચ્હેરો.
( ભાન ) થાય છે ( ના ) યાદ આવે છે.
પાકું ( અ ) ખાતરી ભરેલું.
મમતા ( ના ) હેત; પ્રીતિ.
દયાવાન ( વિ ) દયાળુ.

સમાચાર ( ના ) હકીકત.
ધ્યાનમાં ( ના ) મનમાં.
બલાપણું ( ના ) બલમનસાઇ.
સ્પષ્ટ ( અ ) ખુલ્લી રીતે.
અવતરી ( કૃ ) જન્મી.
દરિદ્રાવસ્થા=દરિદ્ર+અવસ્થા= ગરીબ હાલત.
કઠણ ( વિ ) બૂરી.
ભોડું ( વિ ) પાપી; નઠારૂં.
કર્મ ( ના ) કામ.
લાજ ( ના ) શરમ.
સદ્ગુણ ( ના ) સારા ગુણ.
બરાબરી ( ના ) સરખે સરખા હોઇએ તેમ.
ક્ષમા ( ના ) માફ.
મેડતાણી ( વિ ) એ નામની રજપૂતોમાં અટક છે.
હકીકત ( ના ) વાત.

## પાનું ૭૭મું.

અપવાદ ( ના ) અવગણના; બોલવું ઉથાપવું તે.
અપવાદ થાય નહીં=પૂછ્યું તેનો ખુલાસો કીધા વગર ચાલે નહી.
પ્રગટ ( વિ ) ખુલ્લું.
હલકી ( વિ ) નીચ.

જાતિ ( ના ) ન્યાત.
નીચ ( વિ ) હલકી ( જાતના ).
સંતોષ પામશે=ખુશી થશે.
તિરસ્કાર (ના ) ધિક્કાર.
બેહેનપણી ( ના ) સખી.
નિશ્ચય ( અ ) નક્કી.
કલ્યાણ ( ના ) ભલું.
લંબાવીને ( કૃ ) વિગતવાર.
કુળ ( ના ) વંશ.
ઉત્પન્ન થઈ છું=જન્મી છું.
મેડતીયા= રજપૂતોમાં એક અટક છે.
સરદાર ( ના ) ઉપરી.
વતન ( ના ) જાગીર.
સાફ ( અ ) ખુલ્લું.
પરસ્પર ( વિ ) માંહોમાંહે.
પ્રીતિ ( ના ) પ્રેમ.
અનુભવ ( ના ) જાતે ભોગવવું તે.
દૈવ ( ના ) નસીબ.
તેમનું ( સ ) મારા ધણીનું. હિન્દુઓમાં બૈરી ધણીનું નામ દેતી નથી.
શરીર બગડયું=માંદા પડયા.
કર્મ ( ના ) નસીબ.
વહેલીજ ( અ ) છેક નહાનપણથી.
જન્મતાં ( કૃ ) અવતરતાં.
પહેલાંજ ( અ ) અગાઉ.

## પાનું ૭૮મું.

ઘરધણી=મારો વર.
નિર્દય ( વિ ) દયા વગરનો; ક્રૂર.
દિયર ( ના ) ધણી-વર-નો નાનો ભાઈ.
ઠેકાણે કરી=ઉચાપત કરો.
છૂપાવી ( કૃ ) છાનું રાખી.
અમરપૂર ( ના ) એક શેહેરનું નામ.
રતનપૂર ( ના ) એક શેહેરનું નામ સં. પુર=શેહેર.
ઉપકાર ( ના ) ભલું.
સંભારી ( કૃ ) યાદ કરી.
ખબર ( ના ) સંભાળ.
અંત:કાળ ( ના ) મરતી વખતનો સમય.
કૃતજ્ઞતા ( ના ) કીધેલો ઉપકાર જાણવાનો ગુણ સં. કૃત=કીધેલું; જ્ઞા=જાણવું.
વત્તી ( વિ ) ચઢતી.
યોગ ( ના ) સંજોગ, સમય; તક.
ઓળખતા હતા ( ક્રિ ) પીછાનતા હતા.
આનંદનાં ( ના ) ખુશીનાં.

ભર્ત્તા ( ના ) ધણી.
પ્રાણ ( ના ) જીવ.
સેવા ( ના ) ચાકરી.
હેઠળ ( અ ) નીચે.
શત્રુ ( ના ) દુશ્મન.
જઈ પડયો ( ક્રિ ) ફસાયો.
બારગિર ( ના ) ઘોડેસ્વાર.
શ્રમ ( ના ) થાક.

## પાનું ૭૯મું.

ઠાકોર ( ના ) રજપૂતને એ નામ દઈ બોલાવવામાં આવે છે.
શૂરાપણું ( ના ) બહાદૂરી.
પાયગા ( ના ) ઘોડેસ્વારોની ટુકડી.
છાપો મારવો=હલ્લો કરી ઘેરી લેવું તે.
સર્વસ્વ ( વિ ) સઘળું.
જખમ ( ના ) ઘા.
ભણીના ( અ ) તરફના.
સેનાપતિ ( ના ) લશ્કરનો ઉપરી.
સિફારસ પત્ર ( ના ) સિફારસનો કાગળ; ભલામણનો કાગળ.
રૂઝાતાં ( કૃ ) સારા થતાં.
રવાનગી ( ના ) ઉઠાંત્રી; મુકામ ઉઠાવવો તે.
હિન્દુસ્તાન ( ના ) ઉત્તર હિંદુસ્તાન.
પરણ્યો ( ક્રિ ) લગ્ન કીધાં.
વૈકુંઠવાસી થયા=મરણ પામ્યા. સં વૈકુંઠ=વિષ્ણુનું સ્વર્ગ; વાસી=રહેવાવાળા—સ્વર્ગમાં રહેવાવાળા, બેહેસ્તનશીન=મરણ પામ્યા.
વિપત્તિ ( ના ) સંકટ; અતિશય દુઃખ.
ધ્યાનમાં ( ના ) જાણ્યામાં.
છાતી ફાટી ગઈ=ઘણોજ ખેદ થયો.
ચમત્કાર ( ના ) નવાઈ જેવી વાત.
મમતા ( ના ) હેત; પ્રીતિ.
વિદ્યાભ્યાસ ( ના ) વિદ્યા+અભ્યાસ=વિદ્યા ભણાવવી તે.
યોગ્ય ( વિ ) લાયક.
દરિદ્રતા ( ના ) ગરીબાઈ.
સંભાળ ( ના ) બરદાસ્ત.

## પાનું ૮૦મું.

ઉદાર ( વિ ) મોટા દિલના.
પ્રીતિપાત્ર ( વિ ) પ્રીતિને લાયક.
ગુરૂ ( ના ) શિખવનાર.
ઓડકાર ( ના ) પેટમાંથી પવન ઉંચો આવી મ્હોડા વાટે

અવાજ સાથે નીકળે છે તે.
વર્ણન (ના) બ્યાન.
અંતઃકરણ (ના) દિલ; કલેજું.
આનંદનાં (ના) ખુશીનાં.
પ્રાણ (ના) જીવ.
નિત્ય (અ) હમેશ.
આજ્ઞા (ના) હુકમ.
દુષ્ટ (વિ) ક્રૂર.
આળા પાડીશ=મજાક કરીશ; ખીજવીશ.
આદર સત્કાર (ના) માન આબરૂ.
સુખ સમાચાર (ના) એક બીજાના મનનો સુખથી ખુલાસો.
વર્તમાન (ના) સમાચાર.
હર્ષ (ના) ખુશી.
વાયુ (ના) પવન; તે ખુશીથી ગાડી જેવી થઈ જશે.
સુખે (ના) ખુશીથી.
નોતરૂં (ના) ઈજન.
અડકીશ (ક્રિ) છેડીશ.

## પાનું ૮૧મું.

ભાગ્યોદય (ના) ભાગ્ય+ઉદય=નસીબનું ઉગવું તે.
મૂળ (ના) કારણ.
લાજીશ (ક્રિ) શરમાઈશ.
બળ (ના) જોર.
ભેટ (ના) બક્ષિસ.
વીસરનાર (ના) ભૂલનાર.
જન્મ સુધી (ના) જીવીશ ત્યાં સુધી.
અન્ન (ના) અનાજ.
કલ્યાણ (ના) ભલું.
ધાર્મિક (વિ) ધર્મ ઉપર આસ્થાવાળાં.
સર્વદા (અ) હમેશ.

## ગંગા અને જમના.

પ્રાતઃકાળે (ના) સવારે.
વસંત ઋતુ (ના) એ ઋતુમાં ઝાડોને નવી કૂંપળો આવે છે અને તે માઘ માસમાં બેસે છે, અને ચૈત્રની શરૂઆતમાં પૂરી થાય છે.
શ્રીમંત (વિ) પૈસાદાર; ધનવાન. સં. શ્રી=લક્ષ્મી; મન્ત=વાળો.
હાજરી (ના) સવારે જરા તરા ખાવું તે.
સુખડી (ના) કોરૂં ખાવાનું; મીઠું ખાવાનું.
રૂચી (ના) ખાવાની ઈચ્છા.

વત્તી ( વિ ) વધારે.
આનંદ ( ના ) ખુશી.
પદાર્થ માત્ર ( ના ) તમામ વસ્તુઓ.
ચઢતા ( કૃ ) ઉગતા.
શોભા ( ના ) ભપકો.
અનુકૂળ ( વિ ) માફક; લાયકના.
ઇંદ્રિઓ ( ના ) નાક, કાન, આંખ, મ્હોડું અને સ્પર્શ એ પાંચ ઇંદ્રિઓ કહેવાય છે.
મંદ ( વિ ) ધીમો; માફકસરનો.
સુગંધ ( વિ ) સારી વાસવાળો; ખુશબોદાર, સં. સુ=સારી ગંધ=વાસ.
શીતલ ( વિ ) ઠંડો.
સ્પર્શ ( ના ) અડકવું; લાગવું.
ત્વચા ( ના ) ચામડી.
મધુર ( વિ ) મીઠાં.
રસના ( ના ) જીભ.
પુષ્પ ( ના ) ફૂલ.
ઘ્રાણ ( ના ) નાક.
મધુર ( વિ ) મીઠા; કાનને પ્રિય લાગે તેવા.
શબ્દ ( ના ) અવાજ.
કર્ણ ( ના ) કાન.
વિષય ( ના ) વસ્તુ.
સાત્વિક ( વિ ) શાન્ત; મનને ટ્હાડક આપે એવો.
ભાવ ( ના ) તબીયત.
સમય ( ના ) વખત.
ચકિત થઇને ( કૃ ) આશ્ચર્ય પામીને.
લૂખો ( વિ ) ઘી કે તેલ ચોપડયા વગરનો.
રૂચી ( ના ) ખાવાની હોંસ.
ભણી ( અ ) તરફ.

## પાનું ૮૨મું.

દૃષ્ટિ ( ના ) નજર.
ચંચળ ( વિ ) ચપળ.
સ્તબ્ધ ( વિ ) સ્થિર; હાલ્યા ચાલ્યા કે બોલ્યા વગરની.
કષ્ટ ( ના ) દુઃખ.
( આડી ) વાટે ( ના ) આડે રસ્તે.
અંતે ( અ ) આખરે.
ખેંચતાણ ( ના ) તાણાતાણ; ખેંચાખેંચી.
સ્નેહાર્દ્ર ( વિ ) પ્યારવાળા—સં. સ્નેહ=પ્યાર, આર્દ્ર=ભીંજેલું.
કોમળ ( વિ ) મીઠા.
ધીરજ ( ના ) હિમ્મત.
બાગ ( ના ) વાડી.

મૂંચતોજ ગયો=ઘણી મુશીબતે ઉતર્યો.
ઝબલું (ના) નાના છોકરાને પેહેરાવવાનું કુડતું.

## પાનું ૮૩મું.

અંગરખો (ના) ડગલો. **સં.** **અંગ**=શરીર; **રખો**=રક્ષણ કરનારો. શરીરને રક્ષણ કરનારૂં કપડું.
ખર્ચ (ના) ખરચ.
વ્યર્થ (અ) મિથ્યા.
પૂરૂં થતું (ક્રિ) પૂરૂં પડતું.
સુખડી (ના) મીઠી વસ્તુઓ.
પ્રત્યક્ષ (વિ) ખુલ્લે ખુલ્લી; હાજર **સં.** **પ્રતિ**=સામે; **અક્ષી**=આંખ; આંખ આગળ.
જન્મ (ના) જીંદગી.
શાક ભાજી (ના) તરકારી.
ધર્મ વાસના (ના) ધર્મ કરવાની બુદ્ધિ.
ખીર (ના) દૂધ, ચોખા, અને ખાંડની બનાવેલી સ્વાદિષ્ટ વસ્તુ. દૂધપાક.
ચોળી (ના) પાતળી બે પડવાળી રોટલી.
ખોટી કરવું=રોકવું.
ઘૂંટડા ભરવા=થોડે થોડે પાવું.
અમૃત (ના) મીઠો રસ જે પીધાથી અમર થવાય છે એમ હિંદુઓ માને છે. **સં.** **અ**=નહિ; **મૃત**=મરેલું.
ગળ્યું (વિ) મીઠું.
ભાવે છે (ક્રિ) સ્વાદિષ્ટ લાગે છે.
સંતોષ (ના) ખુશી; આનંદ.
નિશ્ચય (ના) ખાતરી.
નિત્ય (અ) રોજ.

## પાનું ૮૪મું.

નિરોગી (વિ) તનદુરસ્ત. **સં.** નિ=નહિ; રોગી=રોગવાળું.
સળેખમ (ના) નાકે ગળે છે તે.
નશિંકવા (કૃ) નાકમાંથી ચીકણો પદાર્થ કહાડી નાખવો તે.
ઉધરસ (ના) રસનું ઉંચે ચ્હડવું તે.
વળતી (અ) પછી.
ક્રોધ (ના) ગુસ્સો.
આળસુ (વિ) એદી.
નીંદવાનું (કૃ) ખેતરમાંથી નકામાં ઝાડ કહાડી નાંખવાં તે.
ઉદ્યોગી (વિ) કામ કરનારાં.
સમાચાર (ના) ખબર.
વીસરવું (કૃ) ભૂલવું.

બળવાન ( વિ ) જબરી.
અડવી ( વિ ) જોડા વગરની.
બુગરખાં ( ના ) પગનું રક્ષણ
કરનારા—જોડા—બુટ.
બુડગો જશે ( ક્રિ ) પાયેમાલ
થશે.

## પાનું ૮૫મું.

ખુંચશે ( ક્રિ ) ભોંકાશે.
ધો ( ના ) ભય; ધાસ્તી.
બહોર દહાડો ચડવો=નવ વાગવા.
ભાંડુ ( ના ) ભાઈ બેહેનો.
દાટ ( ના ) રાહ.
ગમી ( ક્રિ ) પસંદ પડી.
વીશરીશ ( ક્રિ ) ભુલીશ.
ખામુખા ( અ ) નિશ્ચે; નક્કી.
પરોપકાર ( ના ) પર=પારકાને;
ઉપકાર=ભલું કરવું. પારકા-
નું ભલું કરવું.
અનુભવ=જાતે ખાતરી કરવી તે.
ઉપકારી ( વિ ) આભારી.
અભાવ ( ના ) કંટાળો **સં.**
**અ**=નહિ, **ભાવ**=પસંદ પ-
ડવું તે.

## પાનું ૮૬મું.

બરફી ( ના ) મીઠાઈ.
પદાર્થ ( ના ) વસ્તુ.
હેતથી ( ના ) પ્રીતિથી.
ઉત્તર ( ના ) જવાબ.
અડવી ( વિ ) જોડા વગર.
ઘોતાળ ( વિ ) જીવની હાલી.
જમવું ( ક્રિ ) ખાવું.
સંજોરી ( ના ) ધારી.
નિમિ-તે ( ના ) બહાને.
અચરજ ( ના ) આશ્ચર્ય.
ધર્માત્મા ( વિ ) દયાળુ.
બિગાડ ( ના ) નુકસાન.
કાનમાં કાંકરા ઘાલવા=કાનમાં
કાંકરા દાબી દુઃખ દેવું તે.
મમતા ( ના ) હેત.
સંશય ( ના ) શક.
વિપરીત ( વિ ) ઉલટી.
વાસના ( ના ) વિચાર; મનનો
ભાવ.

## પાનું ૮૭મું.

સંતુષ્ટ ( વિ ) સંતોષવાળો.
ભાત ( ના ) રાંધેલા ચોખા.
રૂચી ( ના ) ખાવાની ઇચ્છા.
સદા ( અ ) હમેશ.

ઠેસ ( ના ) ઠોકર.
વાંકુ ચુકું ( વિ ) કંટાળા ભરેલુ.
એકાદો ( વિ ) એકાદ.
ગળામાંજ ભરાઈ રહેશે=પેટમાં ઉતરશે નહિ.
રીસે ( ના ) ક્રોધે.
કળ ( ના ) અતિશય દુઃખ થવુ તે.
હળવે હળવે ( અ ) ધીમે ધીમે.

## પાનું ૮૮મું.

નિયમ ( ના ) મન સાથે નક્કી કરવું તે.
બારે મહિના=દરરોજ.
ટેવ ( ના ) આદત.
પુરૂં કરીશ ( ક્રિ ) પોષણ કરીશ.
પાળીશ ( ક્રિ ) પોષણ કરીશ.
ચિંતા ( ના ) ફિકર.
પકવાન ( ના ) ઘેબર, ખાજાં વગેરે ખાવાની વસ્તુઓ.
નીતિ ( ના ) સારી વર્તણુક.
અઘટતુ ( વિ ) નાલાયક.

## પાનું ૮૯મું.

સંદેહ ( ના ) શક.
દરિદ્રતા ( ના ) ગરીબાઇ.
લાલચ ( ના ) લોભ.
કર્મ ( ના ) કામ.
આચરશો ( ક્રિ ) કરશો.
દોષ ( ના ) ઠપકો.
ખિન્ન ( વિ ) દલગીર, દુઃખી.
ગળ્યા ( વિ ) મીઠા.
ઓઢણી ( ના ) હોરણી.
ખાદી ( ના ) બહુ જાડું લુગડું.
શોભશે ( ક્રિ ) સારી દેખાશે.
કઢંગો ( વિ ) ઢંગધડા વગરનો: બેઢબો.
ઠાઠ ( ના ) ભપકો.
સાચવું ( ક્રિ ) સંઘરી રાખું.
ઉપદેશ ( ના ) શિખામણ.
સંભારી ( ક્રિ ) યાદ કરી.
મમતા ( ના ) હેત.

## પાનું ૯૦મું.

પ્રસન્ન ( વિ ) ખુશી.
પ્રીતિથી ( ના ) હેતથી.
વાટ ( ના ) રાહ.
ધાભરી ( વિ ) ગભરાયલી.
ક્ષમા ( ના ) માફી.
બહેનપણું ( ના ) સખીપણું.
ભો ( ના ) ધાસ્તી.
શીતળા દેવી ( ના ) સહીયદ.
વારી ( ક્રિ ) રોકી; મના કીધી.

વળવાનું ( કૃ ) પાસું ફેરવવાનું.
સામર્થ્ય ( ના ) જોર.
ધારા ( ના ) ધાર.
ચુંબન ( ના ) બોકી.
અન્નદાતા ( ના ) પૂરૂં કરનારી; અનાજ આપનારી.

## પાનું ૯૧મું.

ચોકી કરીશ ( ક્રિ ) સાચવીશ.
ચાકરી ( ના ) સરભરા.
વય ( ના ) ઉમ્મર.
જતન ( ના ) રક્ષણ.
ક્ષણ ( ના ) પળ.
ખોંખારે ( ક્રિ ) ઉધરસ ખાય.
વૈદ્ય ( ના ) દાકતર.
ઔષધ ( ના ) ઓસડ.
કંડીયા ( ના ) વાંસની ચીપો ગુંથીને બનાવેલો દાબડો.
વીંજણો ( ના ) પંખો.
ચિત્ર ( ના ) છબી.
ગીત ( ના ) ગાયન.
કલ્પના ( ના ) બુદ્ધિ; વિચાર.
વીસરીને ( કૃ ) ભૂલી જઇને.
ગમત ( ના ) મઝા.
મીચેલી ( વિ ) બીડેલી.
કઠણ ( વિ ) જોખમ ભરેલા; ધાસ્તીવાળા.
પુસ્તક ( ના ) ચોપડી.
કહેણીઓ ( ના ) કહેવતો.
બીશ નહિ ( ક્રિ ) ગભરાઈશ નહિ.
દયા ( ના ) રહેમદિલી.
કરાર કરવો ( ક્રિ ) સાજા કરવું.
અણુસારે ( ના ) ઇશારતે.
કરાર ( ના ) આરામ.
ઉઘડવી ( કૃ ) ખુલવી.
નબળાઇ ( ના ) કમ તાકાત.
ચાઠાં ( ના ) ફોલ્લાના ડાઘા.
ફેર ( ના ) નરમ પડવું તે.

## પાનું ૯૨મું.

માયા ( ના ) હેત.
ગુણ ( ના ) બદલો.
રાજી ( વિ ) ખુશી.
હર્ષ ( ના ) ખુશી.
બક્ષિસ ( ના ) ઇનામ.
સામર્થ્ય ( ના ) જોર.
ઓળખાણ ( ના ) પીછાન.
સન્માન ( ના ) આવકાર આપવો તે.
સુંદર ( વિ ) સારાં.
સંતોષ ( ના ) આનંદ.

## નાનો જગુ.

વતન વાડી ( ના ) જાગીરની વાડી.
ચોકસાઈ ( ના ) તપાસ.
વાટમાં ( ના ) રસ્તામાં.
મસાણ ( ના ) દાટવા અથવા બાળવાની જગા.
ચોતરા ( ના ) મસાણમાં બેસવાની ઉંચી જગા.
વિલાપ ( ના ) રડતાં.
દયાવાન ( વિ ) દયાળુ.
મદદ ( ના ) સહાય.
બુદ્ધિએ ( ના ) વિચારથી.

## પાનું ૯૩મું.

બેટવાને ( કૃ ) શરીર સાથે ચાંપવાને.
ચિંતા ( ના ) હરકત.
માઠું ( ના ) નઠારા શબ્દો.
લાગે છે ( ક્રિ ) મનમાં દુખે છે.
પડોસણ ( ના ) પાસે રહેનારી; નજીકમાં જેનું ઘર હોય તે.
વ-તો ( અ ) વધારે.
વહાલી ( વિ ) હેતવાળી.

## પાનું ૯૪મું.

અમથોજ ( અ ) નકામોજ.
હાંક ( ના ) બૂમ.
ઠાઠડી ( ના ) કરકટી; ખાટલી.
કરા ( ના ) બરફનાં ચોસલાં.
કરૂણરસ ( ના ) દયા ઉપજાવે એવું બોલવું.
ખળે નહિ [ ક્રિ ] નીકળતાં બંધ રહે નહિ.
નીચા [ વિ ] વાંકા.
સરસો [ અ ] સાથે.
દીનબોલા [ વિ ] દયા ઉપજાવે એવું બોલનારા.
ખોટો [ વિ ] નઠારે માર્ગે ચાલે એવો.
અકસ્માત્ [ અ ] એકદમ.
વિસ્મિત્ થઇ [ વિ ] આશ્ચર્ય પામી.
ચરિત્ર [ ના ] હકીકત.
અવસ્થા [ ના ] હાલત; સ્થિતિ.
સાળવી [ ના ] વણકર.
નિર્વ્યસની [ વિ ] કોઇ પણ વ્યસન નહિ કરનારો—દારૂ-તાડી-ભાંગ—ગાંજો-અફીણ એ જે ખાય પીએ તેને વ્યસની કહે છે.
ઉદ્યોગી [ વિ ] કામમાં વખત રોકનાર.
પ્રમાણિક [ વિ ] સાચા બોલો.
વય [ ના ] ઉમ્મર.
નિરોગી [ વિ ] રોગ વગરની.

સુંદર [ વિ ] ફુટડી; દેખાવડી.
સંસાર કામ. [ ના ] ઘર કામ.
પ્રીતિ [ ના ] હેત.
ધંધો [ ના ] રોજગાર.

## પાનું ૯૫મું.

આ લોકમાં [ ના ] આ દુની-આમાં.
વાસણ કૂસણ [ ના ] તપે-લી-થાળી-વાડકા વગેરે.
સામાન [ ના ] ઓજારો.
સંસાર [ ના ] ઘર.
મહેનત [ ના ] મજૂરી.
સંકટ [ ના ] દુઃખ.
નિભાવ [ ના ] સંસાર ચલાવવો; ગુજરાન ચલાવવું.
કાપણી [ ના ] તૈયાર થયલું અનાજ કાપી લેવું તે.
ઉત્પન્ન થયો [ ક્રિ ] પેદા થયો.
ઓસડ [ ના ] દવા.
હેરાન થયો [ ક્રિ ] બુરી અવ-સ્થા આવી.
કરજ [ ના ] દેવું.
બૂડયો [ ક્રિ ] ડૂબ્યો.
વ્યાજ [ ના ] નાણાનું ભાડું.
અકળાયાં [ ક્રિ ] ગભરાયાં.
ઉપવાસ [ ના ] કડાકા; ખાવાનુ ન મળવું તે.
દૈવવાન્ [ વિ ] ભાગ્યવાન્; નસીબદાર.
નિસાસા [ ના ] હાય, અફસોસ.
નિર્દય [ વિ ] ક્રૂર સં. નિર્=નહિ દય=દયા.
ધમકાવીને [ કૃ ] ગભરાવીને; કઠોર વચન કહીને.
બંદીખાનું [ ના ] કેદખાનું.
કાલાવાલા [ ના ] આજીજી.
વાયદો [ ના ] મુદત ઊપર મુલતવી રાખવું.
સમ [ ના ] સોગદ.
માતબર [ વિ ] પૈસાદાર.
મૂળગી [ વિ ] જરા.
અવસ્થા [ ના ] સ્થિતિ; હાલત.
પત્થર જેવી [ ના ] ઘણીજ કઠણ.
પલળે [ ક્રિ ] પીગળે.
વિપત્તિ [ ના ] દુઃખ; સંકટ.
ટાળવા [ કૃ ] મટાડવા.

## પાનું ૯૬મું.

સામર્થ્ય ( ના ) જોર; કૌવત.
પ્રાર્થના ( ના ) આજીજી.
દરિદ્રતા ( ના ) ગરીબાઇ; નિર્ધનપણું.

દેવું ( ના ) સામા માણુસનું માગણું.
બદલે ( ના ) ગીરો; અવેજમાં.
પ્રકારે ( ના ) રીતે.
વીનવ્યો ( ક્રિ ) સમજાવ્યો; સમજાવીને કહ્યું.
દયા ( ના ) રહેમદીલી.
ઉત્તર ( ના ) જવાબ.
શાખ ( ના ) આબરૂ; એટ.
આણી ભરાઈ આવ્યાં=રડી પડી.
શોભા ( ના ) આબરૂ.
ગળી ગઇ ( ક્રિ ) મનમાં આણ્યું નહિ.
વધુ ( વિ ) વધારે; વિશેષ.
હઠ ( ના ) જક.
મનિસ ( ના ) માણુસ. સં. મનુષ્ય.
વાસના ( ના ) બુદ્ધિ; સદ્ગુણી-દયા ભરેલી વર્તણુક.
માતબરોને ( ના ) પૈસાદારોને; ધનવાનોને.
ધર્મ કૃત્ય ( ના ) ધર્મનાં કામો
બુદ્ધિ ( ના ) અક્કલ.
પ્રમાણિકપણે=સચ્ચાઈથી; નિમકહલાલીથી.
હીના ( વિ ) અવેજ વગર.
ઉતાળપણું ( ના ) દીલ ઘણું મોકળું કરવું તે; દોલા જીવના થઈ જવું તે.

દશા ( ના ) સ્થિતિ.
નિત્ય ( અ ) રોજ; હમેશ.
સંધ્યાકાળ ( ના ) છેક સમી સાંજનો વખત.
સંભાળ ( ક્રિ ) સાચવ.
સ્વાધીન ( ના ) કીધાં. હવાલે કીધાં.
ભેટાડયાં ( ક્રિ ) ચાંપ્યાં.
બચ્ચી ( ના ) બોકી.
ભેટ ( ના ) મળી લેવું તે.
સંભાળ ( ના ) બરદાસ્ત.
ઓશિંગણુ ( વિ ) આભારી.

## પાનું ૯૭મું.

ગડબડ ( ના ) ગભરાટ.
ભગવાન્ ( ના ) પરમેશ્વર.
મુડદું [ ના ] સુવેલું શરીર; શબ.
સ્તબ્ધ [ વિ ] સ્થિર; હાલવા ચાલવાની ગતિ વગર.
સાવધ [ વિ ] જાગૃત; હોશિયાર; ભાન લાવવું તે.
નાના પ્રકારના [ ના ] તરેહવાર; જુદી જુદી જાતના.
વૈદ્ય [ ના ] દેશી દાકતર.
નાડ [ ના ] સં. નાડી.
નિરાશ [ વિ ] આશા વગરની.

ચોકશી [ ના ] તપાસ.
ચક્રી [ ના ] ઘુમરી; તમ્મર; ફેર.
પ્રેત [ ના ] મુડદું; શબ.
મૂઠી માટી આપવા [ ક્રૃ ] દાટવા; ભૂમિદાહ કરવા.
હુકમ [ ના ] આજ્ઞા.
સ્વાધીન [ ના ] કબજે.
મારી પાસે કાંઈ નથી=હું નિર્ધન—ગરીબ છું.
પેટનું ઠેકાણું કરશે=પોષણ કરશે.
હઠ [ ના ] જક.
મુરબ્બી [ ના ] શેઠ.
સમાચાર [ ના ] હકીકત.
લાડ કર્યું [ ના ] હેત દેખાડયું.

## પાનું ૯૮મું.

પોષણ [ ના ] ગુજરાન.
સામર્થ્ય [ ના ] જોર; શક્તિ.
વિદ્યાભ્યાસ=વિદ્યા+અભ્યાસ=ભણાવવું.
ભાષણ [ ના ] બોલવું; વાત.
પ્રીતિ [ ના ] માયા; હેત.
મમતા [ ના ] હેત; પ્રીતિ.
સંતાવા [ ક્રૃ ] ભરાવા; ભરાઇ જવા.
વર્તમાન [ ના ] સમાચાર.
લાજ [ ના ] શરમ.
મંડળી [ ના ] ટોળી.
હોકી મૂકે છે [ ક્રિ ] કહાડી મૂકે છે.

## પાનું ૯૯મું.

માત્ર [ અ ] ફક્ત.
કલેશ [ ના ] દુઃખ; સંતાપ.
ડીલે [ ના ] શરીરે.
કાલાવાલા [ ના ] આજીજી; લાચારી; ઓશિયાળાપણું.
ભલી [ વિ ] દયાળુ.
ઉદારબુદ્ધિએ=મોટા દીલથી; મોકળે મને.
અનાથ [ વિ ] ધાડ ધણી વગરનું. **સં. अ**=નહી+**नाथ**=ધણી; ઉપરી.
બરદાસ [ ના ] ચાકરી; સેવા.
ઘટારત [ વિ ] ગ્યોગ્ય; ફરજ્યાત.
સહાય [ ના ] મદદ.
લોક [ ના ] દુનીઆ.
અનુભવું છું [ ક્રિ ] અનુભવ કરૂં છું; ભોગવું છું.
પ્રકારે [ ના ] રીતે.
પરમેશ્વર [ ના ] **સં. परम**=મોટો; **ईश्वर**=ખુદા. **ईश्**=રાજ્ય કરવું; સઘળા ઉપર રાજ્ય

કરનાર મોટો—એક ઇશ્વર.
સંતોષ [ ના ] ખુશી કરનારૂં.
કર્મ [ ના ] કામ.
અધિક [ વિ ] વધારે; વધુ.
ઝૂંપડી [ ના ] કોટડી.
ફૂલવાડી [ ના ] ફુલની વાડી.
પેટ માત્ર ભરાય છે=માત્ર પેટનો ખાડો પૂરવા જેટલુંજ મળે છે.
રડાયાને [ કૃ ] ધણી મરી ગયાને.
આબરૂ [ ના ] ભીખ માગ્યા વગર.
ચલાવે [ ક્રિ ] ગુજરાન જેટલું આપે.
ખર્ચ ખૂટણ [ ના ] ખરચવાને માટે પૈસા ટકા.
વેઠવું [ કૃ ] ભોગવવુ.
કોળીયો [ ના ] બુક; એકવાર મોડામાં માય એટલું ખાવું તે.
ભોંય [ ના ] જમીન.
તૃણ [ ના ] ઘાસ.
વસ્ત્ર [ ના ] લુગડું.

## પાનું ૧૦૦મું.

ભજરો ( ક્રિ ) પ્રાર્થના કરશો; ભંજન કરશો.
સામર્થ્ય ( ના ) જોર.
ખોટ ( ના ) કોઈ વાતની હરકત.
પાળીશ ( ક્રિ ) ગુજરાન ચલાવીશ.
નિશ્ચય ( ના ) ખાતરી.
દૃઢ ( વિ ) પાકો; પૂરેપૂરો.
દૂર કરીને ( કૃ ) ખસેડીને.
પ્રાણ ( ના ) જીવ.
સગી ( વિ ) સગપણવાળી.
સગપણ ( ના ) સંબંધ.
બાળક ( ના ) નાનો છોકરો.
પુણ્ય ( ના ) કલ્યાણનું કામ.
પુષ્કળ ( વિ ) ઘણુંજ.
ભક્તિ ( ના ) પ્રીતિ; શ્રદ્ધા.
પાત્ર ( વિ ) લાયક.
સંતુષ્ટ ( વિ ) ખુશી; સંતોષ પામેલો.
અન્ન ( ના ) અનાજ.
વસ્ત્ર ( ના ) કપડાં.
ખોટ [ ના ] તંગી.
મમતા [ ના ] માયા.
રીસ [ ના ] ક્રોધ.
કલ્યાણ [ ના ] ભલું.
જન્મભૂમિ [ ના ] જ્યાં જન્મી તે જગો.
શ્રીમંત [ વિ ] સં. શ્રી=લક્ષ્મી; મંત=વાળા. લક્ષ્મીવાળા; પૈસાદાર.

અભ્યાસ [ ના ] ટેવ; મહાવરો.
સહવાસ [ ના ] આવજા; સાથે રહેવું તે.
સંકોચ [ ના ] આચકો.
નકામું [ વિ ] ઊદ્યોગ વગર.
મહારાજા [ ના ] મોટા શેઠ.

## ડીકટેશન માટે કઠણ શબ્દો.

પાનું ૧લું.

હર્ષ.
પરમેશ્વરે.
બગોતિયામાં.
પ્રશ્ન.
ડોશી.
પૂછ્યું.
નહિ.

પાનું ૨જું.

પડદો.
કુચ્ચો.
મૂઠીઓ.
ગોવિંદ.

પાનું ૩જું.

ખટપટ.
અશક્ત.
અડકાડતાં.
ઝાલીશું.

પાનું ૪થું.

મશ્કરી.
હિંડોળો.
સંદેહ.
ચિંતા.
શ્રમે.
પુષ્ટ.

પાનું ૫મું.

ઊંઘ.
રળિયાત્ય.
સ્વાધીન.
અર્દ્ધ.
હીંડાડિયે.

પાનું ૬ઠું.

ચાલણુ ગાડી.
યુક્તિઓ.
ઓશીંગણુ.

પાનું ૭મું.

દુઃખ.
કષ્ટ.
આશા.
શિયાળો.
સ્વચ્છ.

પાનું ૮મું.

અન્ન.
પ્રીતિ.
વૃક્ષ.
પલ્લવ.
પુષ્પ.
ટાઢો.
મંદમંદ.
જાંબુ.
દ્રાક્ષ.
ઇત્યાદિક.
અમૃત.
સંતોષ.

પાનું ૯મું.

વર્ષ સુધી.
આશ્ચર્ય.
સમૃદ્ધિઓ.
ઉત્પન્ન.
બુદ્ધિ.

પાનું ૧૦મું.

સ્વાર્થ.

લક્ષ્મણ.
અન્ન.
આંસુ.
નિર્વાહ.

પાનું ૧૧મું.

સહાય.
હઇયા સરસો.
વૈદ્ય.
માંદો.
ધર્માત્મા.
આગ્રહ.
સામર્થ્ય.
વસ્તુ.
મંદવાડ.

પાનું ૧૩મું.

પ્રાર્થના.
અન્ન વિના.
વિસ્મત.
પ્રસન્ન.
પુરૂષ.

પાનું ૧૪મું.

દરિદ્રતા.
સ્તુતિ.
અન્યાય.
ઓઢણાનો.

પાનું ૧૫મું.

કૃષ્ણદાસ.
ગોરી.
મહાલક્ષ્મી.
દોલતસિંહ.
બુદ્ધિમાન.
સંસ્કૃત.
શ્લોક.
પ્રાકૃત.

પાનું ૧૬મું.

અહિંતહિં.
ઉદ્યોગે.
ક્ષણ.

પાનું ૧૭મું.

નહિ તો.
કુચેષ્ટા.

પાનું ૧૮મું.

પ્રકૃતિ.
શિથિલ.
કદાચિત્.
આગતાસ્વાગતા.
સહાયતા.
સિદ્ધ.

પાનું ૧૯મું.

પ્રાકૃત.
આશા.
મુરબ્બો.

પાનું ૨૦મું.

અહિંયાંજ.
ગૃહસ્થાઈ.
કૃતાર્થ.
નિશ્ચય.

પાનું ૨૧મું.

પ્રીતિ.
દુઃખ.

પાનું ૨૨મું.

સ્વસ્થપણે.
દૈવયોગ.
વિપત્તિ.
ડાઘ.

પાનું ૨૪મું.

દોષ.
તડબૂચ.

પાનું ૨૬મું.

લેકિન.
કિનરી.
બેસુર.
દુનિયા.
વિપત્તિ.

પાનું ૨૯મું.

દિલગીર.
ઓશિયાળો.
તંદુરસ્તી.

પાનું ૩૧મું.

ખાવંદન.
રૂપિઆ.
આભૂષણ.
પ્રયત્ને.

પાનું ૩૪મું.
દોલતસિંહ.
ખુબસુરત.
હઠીલા
અંગુઠી.

પાનું ૩૫મું.
દારિદ્રય.
સાબાશ.
મૈય્યા.
બુઢેંપનમે.

પાનું ૩૬મું.
ઘરડા ડોસા.
સંરક્ષણ.

પાનું ૩૭મું.
વિઘ્ન કર્તા.
સાક્ષી.
કુલક્ષણ.
વર્તમાન.

પાનું ૩૮મું.
તિરસ્કાર.

પાનું ૩૯મું.
વિદાયગીરી.
પ્રત્યક્ષ.
પ્રાણપ્રિય.
દુષ્ટ.

પાનું ૪૦મું.
આણાંતર.
ઉપદ્રવ.
૨૯ બદલી.
ક્ષમા.

પાનું ૪૧મું.
સૃષ્ટિ.
હર્ષ.

પાનું ૪૨મું.
સંઘાતે.
ઝાલીને.
બ્રહ્માંડ.
ત્ર્યંબકશેઠ.
બિલોરી.
ઇષ્ટ મિત્ર.
ત્રૈલોક્ય.
છબિલી.

પાનું ૪૩મું.
નિર્મળ.
શ્વાસ.
મનુષ્યો.
પૂતળી.

પાનું ૪૪મું.
ધબધબાટ.
નિર્દય.
વિઠ્ઠલ.
બક્ષિસ.
ભરણપોષણ.

પાનું ૪૫મું.
કુરડી.

પાનું ૪૬મું.
ડોક.
મડદું.
પાટીએ.
પ્રાર્થના.
પશ્ચાત્તાપ.
સ્વતંત્ર.

પાનું ૪૭મું.
પ્રતિજ્ઞા.
છૂટી.

પાનું ૪૮મું.
ગિલ્લીદંડે.

પાનું ૫૦મું.
ઠગ વિદ્યા.
પીરશિયે.
પકવાન્ન.

પાનું ૫૧મું.
ઝોક.
અકરાંત્યા.
શેકયાં સવર્યાં.
મૂર્છા.
રાત્રિએ.

પાનું ૫૨મું.
મીઠીઆવળ.
ઔષધ.

પાનું ૫૩મું.
ગૃહસ્થ

સૂર્ય.
જગત્.

પાનું ૫૪મું.

આશ્વિન.

પાનું ૫૫મું.

પ્રાતઃકાળ.
લૂંટાલૂંટ.

પાનું ૬૦મું.

ત્ર્યંબકરાય.
બાજરિયાં.

પાનું ૬૩મું.

દૈવવાન્.
બંદૂક.

પાનું ૬૪મું.

ભાગ્યવાન્.

પાનું ૬૫મું.

આશીર્વાદ.
ડોશી.

પાનું ૬૬મું.

આકૃતિથી.
ઉત્પન્ન.
સંશય.

પાનું ૭૦મું.

વિશ્વાસ.
અંગૂઠો.
તર્જની.
નિશાનિ.
સંશય પ્રકૃતિ.
કુમાવિસદાર.

પાનું ૭૧મું.

નિમિત્ત.
લુચ્ચા ચોટ્ટા.
શિક્ષા.
શાબાશ.

પાનું ૭૩મું.

ગુણવાન્.
અનીતિ.
કૃપા.

પાનું ૭૬મું.

દયાવાન્.
સદ્ગુણ.

પાનું ૭૭મું.

વીરસિંહ.
મેડતિઆ.
પ્રીતિ.

પાનું ૭૮મું.

અંતકાળ.
કૃતજ્ઞતા.
ભર્તા.
બારગીર.

પાનું ૭૯મું.

સિફારસ પત્ર.
શત્રુભણીના.
સેનાપતિ.
વિદ્યાભ્યાસ.

પાનું ૮૦મું.

પ્રીતિપાત્ર.
અત્યંત.

પાનું ૮૧મું.

વસંત ઋતુમાં.
શ્રીમંત.
અનુકૂળ.
ધાણ.
સાત્વિક ભાવ.

પાનું ૮૨મું.

દૃષ્ટિ.
સ્તબ્ધ.
સ્નેહાદ્ર.

પાનું ૮૮મું.

અઘટતું.
નીતિ.

પાનું ૯૦મું.

પ્રસન્ન.
શીતળાદેવી.
સામર્થ્ય.
અન્નદાતા.

પાનું ૯૨મું.

બક્ષિસ.
સન્માન.
બુદ્ધિએ.

પાનું ૯૪મું.

અકસ્માત્.

વિસ્મિત.
નિર્વ્યસની.
ઉદ્યોગી.
પ્રમાણિક.

પાનું ૯૬મું.

પ્રાર્થના.
દરિદ્રતા.
ધર્મકૃત્ય.
ઓશિંગણુ.

પાનું ૯૭મું.

ભગવાન્.
મડદું.

પાનું ૯૮મું.

ભાષણ.
દુઃખ.

પાનું ૯૯મું.

ધટારત.
ખર્ચ ખૂટણ.
તૂણ.

પાનું ૧૦૦મું.

સામર્થ્ય.
પુણ્ય.
ભક્તિ.
સંકોચ.

---

## પદચ્છેદને માટે જાણવાની વ્યાકરણની મુખ્ય બાબતો.

૧. **વ્યાકરણ** એટલે શુદ્ધ બોલવાની કે લખવાની વિદ્યા.

૨. માણસના જુદા જુદા વાણીસ્થાન (કંઠ, તાલુ, મૂર્ધા, દાંત અને હોઠ) માંથી જે અવાજ નીકળે છે તેને **અક્ષર** કહે છે. કેટલાએક એક કરતાં વધારે સ્થાનમાંથી નીકળે છે.

૩. વ્યાકરણમાં અર્થવાળા એક અથવા એકથી વધારે અક્ષરના સમૂહને **શબ્દ** કહે છે.

૪. એક અથવા વધારે શબ્દો વ્યાકરણના નિયમ પ્રમાણે ગોઠવાયલા હોય અને તેથી એક પૂર્ણ વિચાર સમજાય તેને **વાક્ય** કહે છે.

૫. અક્ષરના બે ભાગ છે:—

**સ્વર** અને **વ્યંજન.**

૬. જે અક્ષરનો ઉચ્ચાર એની મેળે સ્પષ્ટ રીતે થાય તે **સ્વર,** અને જેનો ઉચ્ચાર સ્વર જોડ્યા વગર ન થાય તે **વ્યંજન.**

૭. બે કે તેથી વધારે વ્યંજન અક્ષરો એવી રીતે જોડાયલા હોય કે તેઓની વચ્ચે કોઈ પણ સ્વર ન હોય તેને **જોડાક્ષર** કહે છે. જેમકે ષ્ટ, ત્ય.

## શબ્દોના વર્ગ.

૮. શબ્દોના મુખ્ય પાંચ વર્ગો છે:—(૧) **નામ**, (૨) **સર્વનામ**, (૩) **વિશેષણ**, (૪) **ક્રિયાપદ** અને (૫) **અવ્યય.**

## નામ.

૯. આપણી ઈંદ્રિયો અથવા મનવડે જે કાંઇ (પદાર્થ, પ્રાણી, મનોભાવ વગેરે) આપણે જાણી શકીએ તેના નામને **નામ** કહીએ. જેમકે, ચોપડી, માણુસ, અદેખાઇ, દયા, વગેરે.

૧૦. નામના મુખ્ય ત્રણ પ્રકાર છે:—

**(૧) વિશેષનામ, (૨) સામાન્યનામ (૩) ભાવવાચકનામ.**

૧૧. એકજ જગા, પ્રાણી કે વસ્તુના નામને **વિશેષ નામ** કહે છે. જેમકે, સુરત, ગોવિંદ, વગેરે.

૧૨. જે નામ એકજ વર્ગના પદાર્થોમાં પ્રત્યેકને લાગુ પડે તેને **સામાન્યનામ** કહે છે. જેમકે, ઘોડો, પાઘડી, વગેરે.

૧૩. અંદરથી કે બહારથી સરખા ગુણવાળા ઘણા પદાર્થ જોઇ તે સર્વમાં સાધારણ ગુણની કલ્પના, તે પદાર્થથી જૂદી—નીરાળી—આપણા મનમાં આવે છે એટલે તે પદાર્થથી નીરાળા માનેલા તેના સાધારણ ગુણ-સ્વભાવ કે સ્વરૂપનું જે નામ તે **ભાવવાચક નામ.** જેમકે, કાળાસ, માણસપણું, નમ્રતા વગેરે.

૧૪. નામને **જાત, વચન,** અને **વિભક્તિ** લાગે છે અને તે લગાડતાં નામનાં જે જૂદાં જૂદાં રૂપ થાય છે તેને નામનાં **રૂપાખ્યાન** કહે છે.

## જાતિ.

૧૫. જાતિ ત્રણ છે. (૧) **નરજાતિ,** (૨) **નારીજાતિ** અને **નાન્યતરજાતિ.**

૧૬ સર્વ પ્રાણીઓમાં પુરૂષ અને સ્ત્રી એવા બે ભેદ છે. પુરૂષ જાતિના પ્રાણીનાં નામ અથવા જે નામ પુરૂષની પેઠે બોલાતાં હોય તે **નરજાતિનાં** છે. જેમકે, છોકરો, ઘોડો, દડો, ચોપડો વગેરે.

૧૭ સ્ત્રી જાતિનાં પ્રાણીનાં નામ અથવા જે નામ સ્ત્રીની પેઠે બોલાતાં હોય તે **નારીજાતિનાં** છે. જેમકે, હીરાબાઈ' મેના, ચોપડી વગેરે.

૧૮. જે નામ પુરૂષપણું કે સ્ત્રીપણું બતાવતાં નથી અથવા સ્ત્રી કે પુરૂષ પેઠે બોલાતાં નથી તે **નાન્યતર** (**ન**+**અન્યતર**=એમાંથી એકે નહીં) જાતનાં છે. જેમકે, કુતરૂં, ઝાડું, લાકડું વગેરે.

૧૯. જાતિ ઓળખવાની રીતઃ—**કેવો** પ્રશ્ન નામને પુછવાથી જવાબ આવે તો નરજાતિ; **કેવી** પ્રશ્ન નામને પૂછવાથી જવાબ આવે તો નારીજાતિ; અને **કેવું** પ્રશ્ન નામને પૂછવાથી જવાબ આવે તો **નાન્યતરજાતિ**. જેમકે "ઘોડો" કેવો એ નરજાતિ; "ઘોડી" કેવી એ નારીજાતિ અને "ઘોડું" કેવું એ નાન્યતરજાતિ.

આ નિયમ સાધારણ છે; એમાં કેટલાક અપવાદો છે. જેવા કે "છો" વગેરે કેટલાંક નામો નારીજાતિનાં છે; "દરજી" "હાથી" વગેરે નરજાતિનાં છે; "પાણી", "ઘી" વગેરે નાન્યતર જાતિનાં છે; "બહુ" નરજાતિનું નામ છે.

જે નામ સ્ત્રી અથવા પુરૂષ બન્નેને લાગુ પડે તે **સામાન્યજાતિનું** કહેવાય છે. જેમકે, "પાળનાર" વગેરે.

૨૦. **વચન** બે છે—**એકવચન** અને **બહુવચન**.

જે શબ્દ બોલતાં એકપણાનો અર્થ સમજાય તે શબ્દ **એકવચન**વાળો જાણવો; જેમકે "છોકરો" અને જે શબ્દ બોલતાં એક કરતાં વધારેપણાનો અર્થ સમજાય તે **બહુવચન**વાળો જાણવો, જેમકે, "છોકરા."

૨૧. **વચનના** પ્રત્યય—એકવચનનો પ્રત્યય નથી, પણ નામનું અસલ રૂપજ વપરાય છે અને બહુવચનમાં સાધારણ રીતે ઓકારાંત નરજાતિના નામને "ઓ" પ્રત્યય લાગે છે. જેમકે "છોકરાઓ." બહુવચનનો "ઓ" પ્રત્યય લગાડતી વખતે અસલ "ઓ" જે "છોકરો" એ શબ્દમાં છે તેનો "આ" કરવો. "છોકરા" એવું રૂપ પણ બહુવચનમાં વપરાય છે.

ઉંકારાંત નાન્યતરજાતિના નામનું બહુવચન કરતાં "ઉં" નો "આં" થાય છે. જેમકે, છોકરૂં, છોકરાં.

અકારાંત નરજાતિનાં જે નામ હોય તેને બહુવચનમાં કંઈ પ્રત્યય લાગતો નથી પણ તેના વિશેષણ ઉપરથી વચન પરખાય છે. જેમકે હું પાંચ "મૈલ" ચાલ્યો. તેમજ "ઓ" પ્રત્યય લગાડતાં અસલ "અ" છોડી દેવો પડે છે, જેમકે, "બળદ" "બળદો"

આકારાંત, અને ઈકારાંત નામોનું બહુવચન કરતાં "ઓ" પ્રત્યય લગાડવો પડે છે, જેમકે, "રાજા," "રાજાઓ;" "પાઘડી" "પાઘડીઓ". એ નામોનાં બહુવચન કરતાં પ્રત્યય છોડી પણ દેવાય છે.

જથો બતાવનારાં નામો—જેવાકે, દૂધ, ઘી, જુવાર, ઘઉં વગેરે બન્ને વચને એકજ રૂપે રહે છે.

## વિભક્તિ

૨૨. નામ, સર્વનામ કે નામની પેઠે વપરાતા શબ્દો વાક્યમાં બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો સંબંધ રાખે છે, તે સંબંધ જણાવવાને તે શબ્દો તેજ રૂપે રહે છે અથવા તેને પ્રત્યયો લાગે છે અને તેમ થવાથી જે રૂપો થાય છે તેને **વિભક્તિ** કહે છે.

૨૩. વિભક્તિ સાત છે:—**પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠી, સાતમી અને સંબોધન.** એ વિભક્તિના પ્રત્યયો તથા અર્થ નીચે મુજબ છે:—

(૧) **પહેલી**—એનો પ્રત્યય નથી; એનો અર્થ **કર્તા**. જેમકે "**છોકરો**" સારો છે.

(૨) **બીજી**—એનો પ્રત્યય નથી, પણ કોઈવાર "**ને**" લાગે છે; એનો અર્થ **કર્મ.** જેમકે હું "ચોપડી" આપું છું; હું "**છોકરાને**" મારૂં છું.

(૩) **ત્રીજી**—એનો પ્રત્યય "એ" અને એનો અર્થ કોઈવાર કર્તા અને કોઈવાર "કરણ" (જેણે કરીને કંઈ થાય કે કરાય) જેમકે, '**છોકરાએ**" કામ કીધું, એ કર્તા અર્થે;

મેં તેને "નેતરે" માર્યો, એ કરણ અર્થે.

(૪) **ચોથી**—એનો પ્રત્યય "ને;" એનો અર્થ **સંપ્રદાન** (જેને કંઇ મળે છે વગેરે.) જેમકે, મેં મારા "ભાઇને" એક રૂપીઓ આપ્યો.

(૫) પાંચમી—એનો પ્રત્યય "**થી—થકી**;" એનો અર્થ **અપાદાન** (જેથી, જેમાંથી, જ્યાંથી, કંઇ ક્રિયા થાય છે તે.) જેમકે, તે "સૂરતથી" આવ્યો; "શિક્ષકથી" આ કામ થાય નહીં.

(૬) છટ્ઠી—એના પ્રત્યય **નો, ની, નું, ના, નાં**; એનો અર્થ **સમ્બન્ધ**. જેમકે, આ ચોપડી "સોરાબજીની" છે.

(૭) સાતમી—એનો પ્રત્યય "**માં**" અથવા "એ;" એનો અર્થ '**આધિકરણ**' (ઠેકાણું, વખત વગેરે) જેમકે, તે "ઘરમાં" છે; તે પોતાને "મુકામે" ગયો. પ્રત્યય વગર પણ એ વિભકિત આવે છે, જેમકે તે "ગામ" છે.

(૮) સંબોધન—એનો પ્રત્યય નથી. એ નામ દઇને બોલાવવામાં આવે છે, જેમકે, ગગન, "અહીં આવ. આ વિભક્તિનો જો કે પ્રત્યય નથી તોપણ નરજાતિના નામના છેલ્લા "ઓ" કારનો "આ" કાર થઇ જાય છે જેમકે, "છોકરા" તું અહીં બેસ.

એ સિવાય બે વિભક્તિના પ્રત્યય કોઇ કોઈવાર સાથે આવે છે, જેમકે, "પેટીમાંથી"—સાતમી સાથે પાંચમી, વગેરે.

કવિતામાં "કેરો" અને "તણો" એ છટ્ઠીના પ્રત્યય છે. જેમકે તે દીકરીનો દીકરો "માતાકેરો" તાત છે; પીડા ભાંગી "મનતણી."

## સર્વનામ.

૨૪. નામને ઠેકાણે જે શબ્દ વપરાય તેને "**સર્વનામ**" કહે છે.

૨૫. સર્વનામ છ જાતનાં છે (૧) **પુરૂષવાચક** (૨) **સ્વાર્થ** અથવા **સ્વવાચક**, (૩) **સંબંધી** અથવા **તત્પદાપેક્ષક**, (૪) **પ્રશ્નાર્થ**, (૫) **દર્શક**, (૬) **અનિશ્ચિત**.

૨૬. (૧) **પુરૂષવાચક** સર્વનામ ત્રણ જાતનાં છે :—

**પહેલો પુરૂષ**—એકવચન "**હું**" બહુવચન "**અમે.**"

**બીજો પુરૂષ**—એક વચન "**તું**" બહુવચન "**તમે**" અથવા "આપ."

ત્રીજો પુરૂષ. એક વચન "**તે**" બહુવચન "તેઓ."

૨૭ એ પુરૂષવાચક સર્વનામોને જાતિદર્શક પ્રત્યયો **નથી.**

૨૮. ( ૨ ) **સ્વાર્થ અથવા સ્વવાચક** સર્વનામ.—જે સર્વનામો કર્ત્તાની ક્રિયા કર્તા ઉપરજ લાગુ પાડે એટલે પોતાપણાનો અર્થ લાગુ પાડે તેને **સ્વાર્થ** સર્વનામ કહે છે. જેમકે, **હું પોતે, તું પોતે,** તે **પોતે,** છોકરો **પોતે** અહીંયાં પોતે સ્વાર્થ સર્વનામ છે.

એ સિવાય, **જાતે, પંડે, મેળે, આપ, આપોઆપ, જાતેપોતે,** એ પણ સ્વાર્થ સર્વનામ છે.

૨૯. (૩) **સંબંધી** અથવા **તત્પદાપેક્ષક** સર્વનામ.—કોઈ પણ નામ અગાઉ આવી ગયું હોય અથવા પછી આવતું હોય તેની સાથે સંબંધ ધરાવનાર જે સર્વનામ તેને **સંબંધી સર્વનામ** કહે છે.

૩૦. ગુજરાતી ભાષામાં માત્ર "જે" સંબંધી સર્વનામ છે એ સર્વનામ વિશેષણ તરીકે પણ વપરાય છે. એને જાતિદર્શક પ્રત્યય નથી.

૩૧. ( ૪ ) **પ્રશ્નાર્થ સર્વનામ.**—એ સર્વનામો પ્રશ્ન—સવાલ—પૂછવાના કામમાં વપરાય છે.

૩૨. **કોણ; કયો, કઈ, કયું; શો, શી, શું** એ **પ્રશ્નાર્થ** સર્વનામ છે. "**કોણ**"નાં જાતિ અને વચનનાં જૂદાં રૂપ નથી. '**કયો**' '**શો**'નાં જાતિ અને વચનનાં જૂદાં રૂપો છે.

૩૩. '**કોણ**' એ પુરૂષને માટેજ વપરાય છે. '**કયો,**' '**કઇ,**' અને '**કયું**' એઓ પુરૂષ અને વસ્તુ બન્નેને માટે વપરાય છે. અને '**શું**' એ વસ્તુને માટેજ વપરાય છે.

૩૪. ( ૫ ) **દર્શક સર્વનામ.**—અગાઉ આવી ગયેલા પુરૂષ અથવા વસ્તુ દર્શાવવા માટે જે સર્વનામ વપરાય છે તેને **દર્શક સર્વનામ કહે છે.**

૩૫. 'આ,' 'એ,' 'તે,' 'પેલો' 'ફલાણું' એ દર્શક સર્વનામો છે. તેઓ વિશેષણ તરીકે પણ વપરાય છે.

૩૫. (૬) **અનિશ્ચિત સર્વનામ.**—જે સર્વનામમાં અનિશ્ચિતપણું—કેટલા તે નક્કી નહીં—એવો અર્થ રહેલો હોય તેને **અનિશ્ચિત** સર્વનામ કહે છે. જેમકે 'કોઇ' "હરકોઈ," 'બધું', 'થોડું' "એકસો," 'કેટલોક વગેરે.

## વિશેષણ.

૩૬. **વિશેષણ** એ નામનો ગુણ અથવા સંખ્યા બતાવે છે, એટલે એના મુખ્ય બે ભાગ છે (૧) ગુણ વિશેષણ અને (૨) **સંખ્યાવાચક** વિશેષણ.

સારો, નઠારો, ધનવાન્ વગેરે **ગુણ** વિશેષણ છે અને એક, બે, સો, હજાર, કેટલાક, થોડાક વગેરે **સંખ્યાવાચક** વિશેષણ છે.

૩૭. જે વિશેષણોમાં જાતિ, વચન અને વિભક્તિથી કાંઈ ફેરફાર થતો નથી તેને '**અવિકારી** વિશેષણ કહે છે. જેમકે 'લાલ' ઘોડો, 'લાલ' ઘોડી, 'લાલ' કુતરૂં એમાં "લાલ" વિશેષણ પોતાને રૂપેજ રહે છે માટે "અવિકારી" છે.

૩૮. જે વિશેષણોમાં જાતિ, વચન, અને વિભક્તિ લગાડવાથી ફેરફાર થાય છે તેને વિકારી કહે છે. જેમકે 'સારો' ઘોડો, 'સારી' ઘોડી, "સારૂં" પાટીઉં.

## ક્રિયાપદ.

૩૯. જે શબ્દવડે કાળના સંબંધની સાથે ક્રિયા (અસ્તિ, સ્થિતિ વગેરે)નું જ્ઞાન થાય છે તેને **ક્રિયાપદ** કહે છે.

૪૦. ક્રિયાપદના બે વર્ગ છેઃ—(૧) **સકર્મક** અને (૨) **અકર્મક.**

૪૧. ક્રિયા કર્તાને લાગુ પડે છે અથવા કર્તામાં રહી કોઇ બીજા પદાર્થ ઉપર તે લાગુ પડે છે. જ્યારે બીજા પદાર્થ ઉપર લાગુ પડે છે ત્યારે તે બીજા પદાર્થને 'કર્મ' કહે છે.

૪૨. કર્મ વગર જે ક્રિયાપદનો અર્થ અપૂર્ણ રહે તેને **સકર્મક** ક્રિયાપદ કહે છે. જેમકે હું ઘર "બાંધું છું". આ

વાકયમાં "હું" કર્તા છે, 'ઘર' એ 'કર્મ' છે, અને 'બાંધું છું' એ ક્રિયાપદ છે. (स=સાથે+कर्मक).

૪૩. જે ક્રિયાપદની ક્રિયા કર્તામાંજ રહે છે અને તેને કર્મ લાગતો નથી તેને **અકર્મક** કહે છે. જેમકે, તે બેઠો; પથરો પડયો. (अ=નહિ+कर्मक).

૪૪. ક્રિયાપદને "**કોણ**" સવાલ પૂછવાથી **કર્તા** ઓળખાય છે. જેમકે, સોરાબજી લખે છે, એમાં "લખે છે" ક્રિયાપદને 'કોણ' સવાલ પૂછવાથી 'સોરાબજી' જવાબ આવે છે માટે "સોરાબજી" એ કર્તા.

૪૫. ક્રિયાપદને '**કોને**' અથવા '**શું**' એ સવાલ પૂછવાથીજ જવાબ આવે તે '**કર્મ**' જેમકે, તેણે 'ચોપડી' વાંચી. અહીંયાં 'વાંચી' ક્રિયાપદને "શું" સવાલ પૂછવાથી "ચોપડી" જવાબ આવે છે માટે "ચોપડી" એ કર્મ છે, બાપે દીકરાને માર્યો. અહીયાં ક્રિયાપદ "માર્યો" ને 'કોને' સવાલ પૂછીએ તો "દીકરાને" જવાબ આવે છે, માટે 'દીકરાને' એ કર્મ છે.

૪૬. ક્રિયાપદનું **મૂળ**—ગુજરાતીમાં ક્રિયાપદનું ટૂંકામાં ટૂંકું રૂપ જેને ક્રિયાપદના પ્રત્યયો લાગે છે તેને તેનું '**મૂળ**' કહે છે. સંસ્કૃત ભાષામાં તેનું જે ટૂંકામાં ટૂંકું રૂપ તેને '**ધાતુ**' કહે છે. "કરવું." એ ક્રિયાપદનું મૂળ 'કર' અને ધાતુ "કૃ".

૪૭. **ભેદ**—ક્રિયાપદને પ્રત્યય લગાડયાથી કે તેના રૂપમાં કોઇ પણ તરેહનો ફેરફાર કીધાથી જે નવું ક્રિયાપદ ઉત્પન્ન થાય તેને "**ભેદ**" કહે છે.

૪૮. ભેદ ચાર છેઃ—( ૧ ) **મૂળભેદ**, ( ૨ ) **કર્મકભેદ**, ( ૩ ) **પ્રેરકભેદ**. અને ( ૪ ) **સહ્યભેદ**. જો ક્રિયાપદ સકર્મક હોય તો માત્ર બે "ભેદ"જ થાય છે.—પ્રેરક અને સહ્ય; પણ જો ક્રિયાપદ અકર્મક હોય તો ચારો ભેદ થાય છે.

( ૧ ) **મુળભેદ**—જ્યારે ક્રિયાપદ પોતાના **અસલરૂપમાં** હોય અને તેને પ્રત્યય લાગે ત્યારે તેને મૂળભેદમાં કહે છે. જેમ કે તે "ખાય છે" મેં ચોપડી 'વાંચી.'

(૨) **કર્મકભેદ**—ક્રિયાપદના "મૂળ" નો વચલો સ્વર "અ" નો 'આ' કીધાથી અથવા કોઇ કોઇવાર "એ" કીધાથી અને 'ઊ' નો 'આ' કીધાથી એ ભેદ થાય છે. જેમકે બળ—બાળ; ઊકળ—ઊકાળ; તુટ—તોડ. ઘણાં અકર્મક ક્રિયાપદ જેવાં કે જા, બેસ, ન્હાસ, ઊંઘ વગેરેને એ ભેદ હોતો નથી.

(૩) **પ્રેરકભેદ** "ક્રિયાપદનાં મૂળને 'આવ' કે 'આડ' લગાડયાથી એ ભેદ થાય છે, જેમકે, 'લખ—લખાવ; ખસ—ખસાડ.

જો ક્રિયાપદના મૂળમાં વચગાળે અથવા છેડે "આ" હોય તો તે "આ" નો "આવ" અને "આડ" લગાડયા પહેલાં 'અ' થાય છે. જેમકે, ખા—ખવાડ; જાગ—જગાડ.

જે ક્રિયાપદનાં મૂળોને છેડે આ, ઇ, ઊ, એ, ઓ એમાનુ કોઈ આવે તો તેને 'આડ' પ્રત્યય લાગે છે, પણ 'મૂળ' અને 'આડ' ની વચ્ચે "વ" ઊમેરાય છે, જેમકે, ખા—એ ક્રિયાપદને છેડે 'આ' છે તેનો "અ" થાય છે એટલે 'ખ'+વ+આડ= ખવાડ ઇત્યાદી.

કેટલાંક ક્રિયાપદને "દ્વિત્વ પ્રેરકભેદ" લાગે છે, જેમકે, પી-પીવાડ—પીવડાવ, વગેરે.

કેટલાંક ક્રિયાપદ જેવાં કે જા, આવ, થા, હો એઓને પ્રેરકભેદ હોતો નથી.

૪ **સહ્યભેદ.**—ક્રિયાપદના મૂળને "આ" લગાડવાથી એ ભેદ થાય છે. જેમકે, કર—કરા. જો ક્રિયાપદના મૂળને છેડે "આ" હોય અથવા વચગાળે 'આ' હોય તો તેનો 'અ' થાય છે. જેમ કે વાપર—વપરા. જો ક્રિયાપદના મૂળને છેડે આ, ઈ, ઊ, એ, ઓ, એમાંનો કોઇ આવે તો 'આ" ની પૂર્વે "વ" મૂકવામાં આવે છે. જેમકે પી+વ+આ=પીવા. ગુજરાતીમાં પ્રેરકભેદનો પણ સહ્યભેદ થઇ શકે છે, જેમકે, જોવડાવ—જોવડાવાય.

જો સહ્યભેદમાં શકિતનો અર્થ સમાયલો હોય તો તેને "**શકયભેદ**" પણ કહે છે. જેમકે, તમારાથી '**ખવાય**' તો ખાઓ. અહિંયાં "ખવાય" એમાં ખાવાની શકિત હોય એવો અર્થ પણ સમાયલો છે તેથી એને "શકયભેદ" કહે છે. એ ઉપરથી

સમજવાનું કે અકર્મક ક્રિયાપદના સહ્યભેદના રૂપને "શક્યભેદ" કહેવો અને સકર્મક ક્રિયાપદના એ રૂપને 'સહ્યભેદ' કહેવો.

## અર્થ અથવા વાચ્ય.

૪૯. કોઈ પણ ક્રિયા વિષે કહેતાં કર્તાની મનોવૃત્તિ—મનનોભાવ નક્કીપણાનો છે, કે સંશયવાળો છે કે હુકમ જણાવવાનો છે તે જેથી જણાય તેને તેનો "અર્થ" અથવા 'વાચ્ય' કહે છે.

અર્થ ત્રણ છે:—(૧) નિશ્ચયાર્થ, (૨) સંશયાર્થ અને (૩) આજ્ઞાર્થ.

(૧) નિશ્ચયાર્થ—સાધારણ રીતે કોઈ પણ ક્રિયા બનેછે, બની ગઈ કે બનશે તે બતાવે છે. વળી એ પ્રશ્ન પણ પૂછેછે. જેમકે, હું ખાઉં છું, કોણ જાય છે ?

(૨) સંશયાર્થ—બોલનારના મનમાં કોઈ ક્રિયા વિષે કંઈ સંશય રેહેતો હોય અથવા કોઇ શરત ઉપર તે ક્રિયા બનવાનો આધાર હોય તો તેવા અર્થને **સંશયાર્થ** કહે છે. જેમકે, જો હું મુંબઈ 'જાઉં' તો તમારે માટે મેવો લાવું. એમાં જવાની ક્રિયા નક્કી નથી પણ સંશયવાળી છે તેથી "જાઉં" સંશયાર્થમાં છે.

(૩) **આજ્ઞાર્થ**—જે ક્રિયાપદની ક્રિયામાં હુકમ બતાવવાનો અર્થ સમાયલો હોય તેને "**આજ્ઞાર્થ**" કહે છે, જેમકે, તું પાટલી ઉપર "ઊભોથા". એમાં "ઊભોથા" એ ક્રિયામાં હુકમ સમાયલો છે. એ અર્થમાં કાલાવાલા, આશિર્વાદ, વિનંતી, શાપ વગેરેનો પણ અર્થ સમાય છે. જેમકે, મારો તાવ ઊતારો, સાહેબ.

સૂચના—આજ્ઞાર્થ બીજા પુરૂષના વર્તમાન અને ભવિષ્ય કાળમાંજ વપરાય છે. જેમકે, તું બેસ, તું જઇશ ના, વગરે. બીજા અને ત્રીજા પુરૂષમાં પણ કોઇવાર આજ્ઞાર્થ આવે છે, જેમકે, તેનું ભલું "થજો;" પરમેશ્વર તમને તંદુરસ્ત "રાખે."

## કૃદંત.

૫૦. ક્રિયાપદનાં મૂળ ઉપરથી સાધિત થયલાં રૂપોને કૃદંત

કહે છે; તેમાં ક્રિયાનો તેમજ નામનો, વિશેષણનો કે અવ્યયનો અર્થ સમાય છે, પણ કાળનો અર્થ સમાતો નથી.

૫૧. કૃદંતના સાત પ્રકાર છે:—(૧) વર્તમાન કૃદંત, (૨) ભૂત કૃદંત, (૩) ભવિષ્ય કૃદંત, (૪) વિશેષભૂત કૃદંત, (૫) સમ્બન્ધક ભૂત કૃદંત, (૬) સામાન્યરૂપ કૃદંત અને (૭) કર્તૃવાચક કૃદંત.

(૧) વર્તમાન કૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને તો, તી, તું; તા, તી, તું લગાડયાથી થાય છે. જેમકે, કરતો, કરતી, વગેરે.

(૨) ભૂતકૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને યો, ઇ, યું; યા, ઈ, યાં લગાડયાથી થાય છે. જેમકે, કર્યો, કરી, કર્યું. વગેરે.

(૩) ભવિષ્યકૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને વાનો, વાની, વાનું; વાના, વાની, વાનાં લગાડયાથી થાય છે. જેમકે, કરવાનો, કરવાની, વગેરે.

(૪) વિશેષભૂત કૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને એલો, એલી, એલું, વગેરે લગાડયાથી થાય છે. જેમકે, કરેલો કરેલી, કરેલું, વગેરે.

(૫) સંબંધક ભૂત કૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને ઇ, ઈને લગાડયાથી થાય છે. જેમકે, કરી, કરીને.

(૬) સામાન્ય કૃદંત.—એ કૃદંત ક્રિયાપદના મૂળને વો, વી વું, વગેરે લગાડયાથી થાય છે. જેમકે, કરવો, કરવી, કરવું, વગેરે.

(૭) કર્તૃવાચક કૃદંત—એ કૃદંત ક્રિયાપદના મૂળને નાર, નારી, નારૂં લગાડયાથી થાય છે. જેમકે, કરનાર, કરનારી, કરનારૂં. એને નામની પેઠે રૂપો લાગે છે.

## કાળ.

૫૨. જે વખતમાં—કાળમાં ક્રિયા બને તેને ક્રિયાપદના

કાળ કહે છે.

કાળ મુખ્ય ત્રણ છે :—ચાલતી જે ક્રિયા તે **વર્ત્તમાનકાળ.** જેમકે, હું ખાઉં છું.

થઇ ગયલી જે ક્રિયા તે **ભૂતકાળ.** જેમકે, મેં ખાધું.

થવાની જે ક્રિયા તે **ભવિષ્ય કાળ.** જેમકે, હું ખાઈશ.

આ ત્રણને શુદ્ધકાળ કહે છે. એ સિવાય કાળની પૂર્ણતા, અપૂર્ણતા વગેરે બતાવવાને બીજાં રૂપો બનાવવામાં આવે છે તેને **મિશ્રકાળ** કહે છે. એ મિશ્રકાળો સહાયકારક ક્રિયાપદ 'હો'ની સાથે મુખ્ય ક્રિયાપદનો કૃદંત મૂકયાથી થાય છે.

મિશ્રકાળોનાં નિશ્ચયાર્થ તથા સંશયાર્થનાં રૂપો નીચે મુજબઃ—

વર્તમાન ઉપરથી બે રૂપ થાય છેઃ—

( ૧ ) **દ્વિત્વવર્ત્તમાન** ( વર્તમાન સાથે વર્તમાન આવવાથી થાય છે ), જેમકે લખું છું ( નિશ્ચયાર્થ ) અને લખતોહોઉં ( સંશયાર્થ ).

( ૨ ) **વર્તમાનભૂત** ( વર્તમાન સાથે ભૂતકાળ આવવાથી થાય છે ), જેમકે, લખતો હતો ( નિશ્ચયાર્થ ) અને લખતો હોત ( સંશયાર્થ ).

ભૂતકાળ ઉપરથી બે રૂપ થાય છેઃ—

( ૧ ) **ભૂતવર્ત્તમાન** (ભૂતકાળ સાથે વર્તમાનકાળ આવવાથી થાય છે ) જેમકે લખ્યો છે ( નિશ્ચયાર્થ ) અને લખ્યો હોય (સંશયાર્થ ).

( ૨ ) **દ્વિત્વભૂત** ( ભૂતકાળ સાથે ભૂતકાળ આવવાથી થાય છે ), જેમકે લખ્યુ હતુ ( નિશ્ચયાર્થ ) અને લખ્યું હોત (સંશયાર્થ).

વિશેષ ભૂતકાળ ઉપરથી બે રૂપ થાય છેઃ—

( ૧ ) **વિશેષ ભૂત વર્તમાન** ( વિશેષભૂત સાથે વર્તમાન આવવાથી થાય છે ), જેમકે, લખેલો છે ( નિશ્ચયાર્થ ) અને લખેલો હોય ( સંશયાર્થ ).

( ૨ ) વિશેષ દ્વિત્વભૂત ( વિશેષ ભૂતકાળ સાથે ભૂતકાળ આવવાથી થાય છે ), જેમકે લખેલું હતું ( નિશ્ચયાર્થ ) અને લખેલું હોત (સંશયાર્થ ).

ભવિષ્યકાળ ઉપરથી બે રૂપ થાય છેઃ—

( ૧ ) ભવિષ્ય વર્ત્તમાન ( ભવિષ્ય સાથે વર્તમાનકાળ આવવાથી થાય છે), જેમકે, લખવાનો છે ( નિશ્ચયાર્થ ) અને લખવાનો હોય ( સંશયાર્થ ).

( ૨ ) ભવિષ્યભૂત (ભવિષ્યની સાથે ભૂતકાળ આવવાથી થાય છે. ) જેમકે, લખવાનો હતો ( નિશ્ચયાર્થ ) અને લખવાનો હોત ( સંશયાર્થ ).

## પ્રયોગ.

ક્રિયાનાથ—ક્રિયાપદને જે શબ્દ પ્રમાણે જાતિ, વચન અને પુરૂષ લાગે તેને ક્રિયાનાથ કહે છે. જેમકે હું કાગળ લખુછું; મેં કાગળો લખ્યા; મારે કાગળો લખવા છે. એમાં પહેલા વાક્યમાં હું, અને બીજા અને ત્રીજા વાક્યોમાં કાગળો ક્રિયાનાથ છે.

ક્રિયાનાથ ઉપરથી ક્રિયાપદના પ્રયોગ ઠરે છે. પ્રયોગ ત્રણ છે, કર્તરિ પ્રયોગ, કર્મણિ પ્રયોગ અને ભાવે પ્રયોગ.

કર્તરિ પ્રયોગ—જ્યારે ક્રિયાનાથ કર્તા હોય એટલે કર્તાપ્રમાણે ક્રિયાપદને જાતિ, વચન અને પુરૂષ લાગે ત્યારે કર્તરિ પ્રયોગ હોય છે. ક્રિયાપદ સકર્મક હોય ત્યારે સકર્મક કર્તરિ અને અકર્મક હોય ત્યારે અકર્મક કર્તરિ પ્રયોગ. જેમકે, હું કામ કરૂં છું (સકર્મક કર્તરિ, અને હું ગામ જાઉં છું (અકર્મક કર્તરિ). ક્રિયાપદ સકર્મક હોય કે અકર્મક હોય અને કર્તા પહેલી વિભક્તિમાં હોય ત્યારે કર્તરિ પ્રયોગ સમજવો.

કર્મણિ પ્રયોગ—જ્યારે ક્રિયાનાથ કર્મ હોય એટલે ક્રિયાપદને તેના કર્મ પ્રમાણે જાતિ, વચન, અને પુરૂષ લાગે ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે. જેમકે રાજાએ રાજ્ય કીધું; મારાથી

પાઠ કરાયો નથી, તમારે ચોપડી વાંચવી. જ્યારે ક્રિયાપદ સકર્મક હોય અને કર્તા ત્રીજી અથવા ત્રીજીને અર્થે પાંચમી વિભક્તિમાં હોય ત્યારે કર્મણિ પ્રયોગ સમજવો. અકર્મક ક્રિયાપદને કર્મ હોતો નથી, તેથી એવાં ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ થતો નથી.

**ભાવે પ્રયોગ**—ક્રિયાપદનો ભાવ જ્યારે ક્રિયાનાથ હોય એટલે ક્રિયાપદને તેના ભાવનાં જાતિ, વચન અને પુરૂષ લાગે ત્યારે ભાવેપ્રયોગ હોય છે. જેમકે મારે ગામ જવું, તમારે બેસવું, મારાથી ચલાતું નથી. જ્યારે ભાવે પ્રયોગ હોય છે ત્યારે ક્રિયાપદ હમેશાં અકર્મક હોય છે અને કર્તા ત્રીજી અથવા ત્રીજીને અર્થે પાંચમી વિભક્તિમાં હોય છે.

## અવ્યય.

અવ્યયના ચાર પ્રકાર છે :—

(૧) ક્રિયા વિશેષણ અવ્યય.

(૨) નામયોગી અથવા શબ્દયોગી અવ્યય.

(૩) વાકયયોગી અથવા ઉભયાન્વયી અવ્યય.

(૪) કેવળપ્રયોગી અવ્યય અથવા ઉદ્ગાર.

(૧) ક્રિયાવિશેષણ ક્રિયાપદ, વિશેષણ, કૃદંત અથવા બીજા ક્રિયાવિશેષણના અર્થમાં વિશેષપણું જે શબ્દો દર્શાવે છે તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. જેમકે, ઘોડો **જલદી** દોડયો; તમે **બહુ** સારૂં કામ કીધું; તેને **સારૂં** લખતાં આવડે છે. તેણે **બહુ** ઠીક કીધું.

ક્રિયાવિશેષણના વર્ગો નીચે મુજબ છે :—

(અ) **કાળવાચક** ક્રિયાવિશેષણ. જેમકે, તુરત, હાલ, વગેરે.

( આ ) **સ્થળવાચક** ક્રિયાવિશેષણ, જેમકે, અહીં, તહીં, વગેરે.

( ઇ ) **રીતિવાચક** ક્રિયાવિશેષણ, જેમકે, એમ, તેમ, જરૂર વગેરે.

( ઉ ) **ન્યૂનાધિકદર્શક** ક્રિયાવિશેષણ, જેમકે, જરા, તદ્દન, વગેરે.

( એ ) **સ્વીકારવાચક** ક્રિયાવિશેષણ, જેમકે, હા, ઠીક, વગેરે.

( ઐ ) **નકારવાચક** ક્રિયાવિશેષણ, જેમકે, ના, નહિ, વગેરે.

( ઓ ) **પ્રશ્નવાચક** ક્રિયાવિશેષણ. જેમકે, ક્યાં, કેમ, વગેરે.

( ૨ ) **નામયોગી.**—વાક્યમાં નામ, બીજા શબ્દો સાથે જે સંબંધ ધરાવે છે તે સંબંધ દર્શાવનારા અવ્યયોને **નામયોગી** કે **શબ્દયોગી** કહે છે. જેમકે, અગાડી, અંદર, પછી, વડે, ભણી. વગેરે.

( ૩ ) **વાક્યયોગી.**—બે શબ્દને અથવા બે વાક્યને જોડનારા અવ્યયોને **ઉભયાન્વયી** કે **વાક્યયોગી** કહે છે. જેમકે, ને, તથા, અને, પણ, વળી, અથવા, અગર, જો, તો, તોપણ, વગેરે.

( ૪ ) **કેવળપ્રયોગી** અથવા **ઉદ્‌ગાર.**—હર્ષ, દુઃખ, આશ્ચર્ય, ધિક્કાર, સ્તુતિ વગેરે મનોવિકાર બતાવનારા શબ્દો જે એકદમ સ્હાણુસથી બોલાઇ જાય છે તેને **કેવળપ્રયોગી** અવ્યય કહે છે. એ શબ્દોને વાક્યમાં કોઇ પણ બીજા શબ્દ સાથે સબંધ હોતો નથી. જેમકે, વાહવા !, અરેરે !, છીઃ ! શાબાશ ! વગેરે.

આ ચોપડી બુકસેલર મી૦ કરસનદાસ નારણદાસની દુકાનેથી મળશે. કમિશન માટે તેમની સાથે બંદોબસ્ત કરવો.

સુરત—કેળાપીઠ.

